

तत्सत्परमात्मने नमः

# वैष्णवधर्मादर्श.




લેખક.

## યતિ મુકુન્દાશ્રમજી.

ખંભાત.





પ્રકાશક.

મણિલાલ મોતીરામ માસ્તર.

ઠે. ખારી કુઇ—ખંભાત.



સંવત. ૧૯૭૫. સને. ૧૯૧૯. નં. ૧૦૦૦.

આવૃત્તિ ૧ લી.

આ 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે

છાપ્યું. ઠે. પાચકુવા દરવાજા—અમદાવાદ.

મૂલ્યામૂલ્ય.

# જાહેર ખબર.



સર્વ સનાતન ધર્મ પ્રેમીઓને સૂચના આપવામાં આવે છે કે આફ્રિકામાં વસતા સનાતનીઓના પ્રયાસથી એક **શ્રીમુકુન્દ માળા** નામે ધર્મને લગતું સસ્તું સાહિત્ય ફેલાવવાની યોજના ઘડી છે તેનો પ્રથમ મણકો; **સનાતન ધર્મની અવનતિ** એ નામે બહાર પડયો છે તેની કિંમત. ૦-૦-૯ છે મંગાવનારે સવા આનાની ટીકીટો બીડવી. તેમજ એ ફંડમાં જેને સહાય કરવા વિચાર હોય તેણે નીચેના શિરનામે પત્ર વ્યવહાર કરવો.

**સ્વામી પ્રણવાશ્રમ.**

ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા

**ખંભાત.**





तत्सत्परमात्मने नमः

# वैधव्यधर्मादर्श.

લેખક.

## यति मुकुन्दाश्रमजी.

ખંભાત.

પ્રકાશક.

મણિલાલ મોતીરામ માસ્તર.

ઠે. ખારી કુઇ—ખંભાત.

સવંત. ૧૯૭૫. સને. ૧૯૧૯. પ્રત. ૧૦૦૦.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે

છાપ્યું. ઠે. પાંચકૂવા નવાદરવાજા—અમદાવાદ.

મૂલ્યામૂલ્ય.

# પ્રસ્તાવના.

ભારતવર્ષનો એક સમય એવો હતો કે ધર્મના સ્વરૂપની સમજણુ આપવાની અગત્ય જ નહોતી સર્વ લોકોના હૃદયમાં ધર્મ જ જાગ્રત હતી પૂર્વકાળથી જ ચાલતી આવતી વિશુદ્ધ પરંપરામાં કોઇ કંઇ પણ સંશય ઉદ્દ્ભવતો નહોતો એટલે સર્વત્ર સુવ્યવસ્થા સુલભ હતી. પણ સર્વ કાળ સદા એક સરખો ચાલતો નથી. ઉદય હોય તેના અસ્તનો પ્રસંગ આવે જ છે. તેમ ભારતવર્ષમાં અનેક ધર્મ વિપ્લવ થયા સનાતની પરંપરા તૂટી લોકો કર્મ વિમુખ અને સંસ્કાર રહિત થયા. તેવામાં મુસલમાની રાજ્યનો અમલ થતાં સનાતન ધર્મને વિશેષ આઘાત થયો. શ્રદ્ધાના હચમચી રહેલાં મૂળ વધારે ખેંચાયા જેની અસર ધર્મતરૂપર થતાં શુષ્કતાની અસર દેખાવા લાગી. આ પ્રસંગ ચાલતો હતો તેજ સમયમાં યુરોપ ખંડમાંથી અર્થ દૃષ્ટિનો ચમકતો સુધારો નવી રોશની પ્રસારતો આવ્યો. એ ભભકામાં ભારત સંતાનો ભરમાયાં, અર્થથી સુખી થવાય એ વિચાર રૂઢ થયો. એવામાં નામદાર સરકારને નોકરોની જરૂર પડી જેથી નોકરો તૈયાર થાય એવા પ્રકારનું એક કેળવણી યંત્ર બનાવ્યું તેમાંથી બુદ્ધિવાદ પોષાયો અને બુદ્ધિ પ્રાધાન્ય થતા તર્ક વિસ્તાર પામવા લાગ્યા જે ધર્મનું સ્વરૂપ તર્કથી નક્કી થઇ શકે જ નહિ તેમાં પણ તર્ક ચલાવી દોઢ ચતુરો પોતાનું ડહાપણ ચલાવી ધર્મબિંદુથી ચ્યુત થઇ અર્થ બિંદુમાં આરૂઢ થયા. ધીમે ધીમે એ લક્ષ એટલું પ્રબળ થયું કે સુધારાના જોસમાં ખેંચાતાં યુરોપના કોટ પાટલુન અને ટોપી હિંદના ઋષિઓને પહેરાવવાની ધૂનમાં અહીંનું બધું ખરાબ સમજી

[illegible] જ આજ બેસવું કરવામાં આગળ પડી ધર્મની લગામ [illegible]
મર્યાદા તોડી પુનર્લગ્ન પ્રથાના ગાંટણા કરવા લાગ્યા. કેટલાએક
ઋષિની અને કેટલાએક અવિચારીઓ તેમાં ભળ્યા અને એક માર્ગ
શરૂ થયો. અસ્ત વ્યસ્ત રીતે એ ચાલતો હતો તેવામાં તેને પોષણ
આપનાર આર્ય સમાજ આગળ આવ્યો તેણે તેને ટેકો આપ્યો
અને મનોઇચ્છાનુસાર અવળા અર્થ કરી પુનર્લગ્નનું ગાડું આગળ
ચલાવ્યું. આ પ્રમાણે પાતિવ્રત્યને ભ્રષ્ટ કરનાર વિધવા વિવાહનો
ધ્વનિ સર્વત્ર ફેલાયો. તેમાં અનેક મનુષ્યો સામેલ થયાં. ધર્મ
ભાવના શિથિલ થઇ તેને પુનઃ જાગ્રત કરવા જરૂર પડી તદનુસાર
વૈધવ્ય ધર્મ સમજાવવા પ્રયત્ન કર્યો છે.

આજકાલ સુધારાના યોગે વ્યક્તિ સ્વાતંત્ર્ય (સ્વચ્છંદતા) અને હકની ધમાલથી કેટલી એક વિધવાઓ, ભારતની આર્ય મહિલાને ન છાજે એવાં પગલાં ભરી નિર્લજ રીતે છાપાઓમાં અનેક પ્રકારની ચર્ચાઓ અને જાહેર ખબરો પ્રસિદ્ધ કરે છે તેમજ વિષયના લાલચુ અને સતી ધર્મના મહિમાને નહિ સમજનારા ભારત સંતાનો પણ તેને મદદ કરવા તેવાંજ આચરણ કરવા લાગ્યા છે અને હિન્દુ ધર્મની બાબતમાં કેવળ અજ્ઞાન એવા અન્ય ભાઇઓ પણ તેમના વકીલ બની વિધવાને દુઃખે જાણે દુઃખી થઇ ગળી જતા હોય તેમ વગર સમજ્યે નકામા બૂમો મારે છે તેમજ કેટલાએક પશ્ચિમ હવાના દર્દે, વિષય વાસનાના દાસ બની જાણે તેથી જ હિંદનો ઉદ્ધાર થવાનો હોય, અને તેમાંથી કોઇ દિવ્ય પ્રજા પાકવાની હોય, એવો જાણે પોતાને અનુભવ હોય તેમ હિંદુ ધર્મના તત્વનો અભ્યાસ કર્યા વિના નકામા પોલા ઢોલમાં ડંકો મારી બેસુરો નાદ કાઢી રહ્યા છે. પણ તે બધું સનાતન ધર્મને બાધ કર્તા છે અને

એ વાત નિર્વિવાદ છે કે હિંદની ચડતી ધર્મ વિના કદિ થવાની નથી. માટે ધર્મનો ક્ષય થાય એવું કોઇ પગલું ભરવાની જરૂર નથી.

અન્ય દેશમાં લગ્ન એ કંટ્રાટ છે. ત્યારે ભારતમાં લગ્ન ધર્મ છે તેથી બીજા દેશની પ્રથા હિંદને માટે નથી. શાસ્ત્રમાં લગ્ન ન થઇ શકે તેવાં પ્રમાણો છે. પુનર્લગ્ન સિદ્ધ કરી આપનારને ઇનામ આપવાની જાહેર ખબરો પ્રસિદ્ધ થઈ છે છતાં તે ઇનામ અત્યાર સુધી કોઇએ લીધું નથી એ બાજુપર રાખી આ પુસ્તકમાં માત્ર ધાર્મિક દૃષ્ટિએ સરલતાથી લખવામાં આવ્યું છે. અને શ્રદ્ધા પૂર્વક જે વિધવાઓ આનો સદુપયોગ કરી પોતાના ધર્મ પરાયણ રહી. મનુષ્ય જીવનનું જે ખરૂં સાર્થક છે તેને સિદ્ધ કરવા બનતો યત્ન કરશે તો લેખકની મહેનત સફળ થઇ ગણાશે.

ભૂલ થવી એ પ્રકૃતિનો સ્વભાવ જ છે. તો તેને સુધારી વાંચશો. અને અન્યને પણ કર્તવ્ય પરાયણ કરતા ગુણ ગૃહણ કરી દોષનો પરિત્યાગ કરશો. અસ્તુ. ૐ.

આ પુસ્તક છાપવાના પૈસામા, સૌ૦ ચિ૦ બાઈ પ્રસન્ને તેના સ્વર્ગસ્થ પુત્ર ભાઇ અમૃતલાલની શાન્તિ માટે રૂ. ૧૫ ) આપ્યા અને ત્રિવેદી મણિલાલે રૂ. ૩૫) આપ્યા છે તે તેમના પુત્ર ભાઇચન્દ્રકાન્તની સદ્દગતિ નિમિત્તે છે. સાચી કમાઇનુંજ દ્રવ્ય વિદ્યાને ઉત્તેજન આપવા ઉત્તરાંત સાર્વજનિક લાભ માટે વપરાય છે બાકી તો તુલસીદાસજી કહે છે કે “ ઉગે ત્યાં બોવે નહિ, બોવે ત્યાં જલ જાય, તુલસી ઐસે સૂમકો માલ મસકરા ખાય ” એવું થાય છે.

લી૦

યતિ.



तत्सत्परमात्मने नमः

# वैधव्यधर्मादर्श.



## मंगलम्.

यो विश्वात्मा विधिजविषयान्प्राश्य भोगास्थविष्ठा–
न्पश्चाच्चान्यान्स्वमतिविभवाञ्ज्योतिषा स्वेन सूक्ष्मान
सर्वानेतान्पुनरपि शनैः स्वात्मनि स्थापयित्वा
हित्वा सर्वान्विशेषान्विगतगुणगणः पात्वसौनस्तुरीयः

ભાવાર્થ—પંચીકૃતપંચમહાભૂતના કાર્યરૂપ સ્થૂલજગત્ અથવા વિરાટ શરીર, તેમાં, જાગ્રદવસ્થામાં અહંતા મમતારૂપ અભિમાનવાન્ જે વિશ્વાત્મા છે તે; વિધિ નિષેધથી ઉત્પન્ન થનારા ધર્મ અને અધર્મ તેથી ઉત્પન્ન થનારા વિષયરૂપ સ્થૂલ ભોગોને ભોગવે છે ( આ જાગ્રદવસ્થાનું આરોપિત સ્વરૂપ છે. ) ત્યાર પછી જાગ્રતના હેતુભૂત કર્મોનો ક્ષય થતાં સ્વપ્નહેતુરૂપ કર્મો ઉદ્ભવતાં, બુદ્ધિમાં રહેલા સૂક્ષ્મ સંસ્કારોથી પ્રકટ થતા ભોગો પોતાનાજ પ્રકાશ વડે,

અપંચીકૃતપંચભૂતોના કાર્યરૂપ હિરણ્યગર્ભરૂપ શરીરાભિમાની તૈજસ આત્મા ભોગવે છે. (આ સ્વપ્નાવસ્થાનું અધ્યારોપ સ્વરૂપ છે.) ત્યારબાદ સ્થૂલ અને સૂક્ષ્મ સર્વ અશેષ ભોગોને અનુક્રમ અગર આક્રમથી કારણઆત્માવિષે (અજ્ઞાનમાં) સ્થાપીને અવ્યક્ત પ્રધાન અગર કારણાભિમાની પ્રાજ્ઞ, સર્વ પ્રકારના વિષયોનો અભાવ છતાં કેવળ અજ્ઞાનાવૃતઆત્મસુખનો અનુભવ કરે છે (આ સુષુપ્તિ અવસ્થાનું આરોપિતરૂપ છે) અધ્યારોપાપવાદ ન્યાયથી આત્મા નિર્વિકાર છે તેની જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ ત્રણે અવસ્થાઓ કલ્પિત છે તે સમજાવી ત્રણની અપેક્ષાએ તુરીયાવસ્થા (વસ્તુતઃ તેથી પણ રહિત)માં સર્વ વિશેષને ત્યજીને તેમજ ગુણગણથી રહિત થઇને જે આનંદઘન બ્રહ્મ છે. તે શ્રોતા અને વક્તા સર્વનું રક્ષણ કરો ઇતિશમ્.

## उपक्रम.

વેદાન્તનો અટલ અને અબાધિત એ સિદ્ધાન્ત છે કે. **सदेव सौम्येदमग्र आसीत्** અર્થ હે સૌમ્ય! પ્રથમ સત્ય સ્વરૂપ પરમાત્મા એકજ હતા. વેદાન્ત સિદ્ધાન્ત સમજાવવામાં [(૧) આરંભવાદ, પરિણામવાદ (૩) વિવર્તવાદ (૪) અજાતવાદ,] ચાર પ્રકાર અધિકારીઓના ભેદથી પાડવામાં આવ્યા છે. તેમાં શ્રીમજ્જગદ્ગુરૂ શ્રી આદ્યશંકરાચાર્યે વિવર્તવાદથીજ સર્વ પ્રકાર સમજાવ્યો છે આ ગ્રંથમાં પણ તેનોજ આધાર લઇ સર્વ લખવામાં આવ્યું છે. વિવર્ત શબ્દનો અર્થ એજ છે કે "પોતાનું મૂળરૂપ બદલ્યા વિના બીજારૂપ દેખાવું" એટલે ટુંકામાં પરમાત્માજ માયારૂપે દેખાય છે. આટલીજ હકીકત મનુષ્યના વિચારમાં આવી જાય તો પછી માયા ક્યાંથી આવી એ પ્રશ્નને અવકાશજ રહેતો નથી. માયાનું સ્વરૂપ સમજાયા

વળી मायायां सर्व संभवात् માયામાં સર્વ સંભવતું હોવાથી આ સૃષ્ટિનું સ્વરૂપ કેવા પ્રકારનું છે. એ વિચારવાનું રહેતું જ નથી. અર્થાત્ સંપૂર્ણ સૃષ્ટિ માયા મય છે. માયા અનાદિ છે. એટલે આ જગત્ અનાદિ છે. જેમ બીજમાંથી ઝાડ પુનઃ બીજ વળી વૃક્ષ એ ચક્ર જેમ ફર્યા કરે છે તેમ આ સંસારચક્ર પણ અનાદિકાળથી ફર્યા કરે છે તેનું સ્વરૂપ શ્રીમજ્જગદ્ ગુરૂએ નીચે પ્રમાણે બતાવ્યું છે.

कर्माणि देहयोगार्थं देहयोगे प्रियाप्रिये ।
ध्रुवे स्यातां ततो रागो द्वेषश्चैव ततः क्रियाः ॥
धर्माधर्मौ ततोऽज्ञस्य देहयोगस्तथापुनः ।
एवं नित्यप्रवृत्तोऽयं संसारश्चक्रवद्भृशम् ॥

" उपदेश सहस्री "

ભાવાર્થ—જાતિ, આયુ અને ભોગ એ કર્મનાં ફળ છે. તે દેહ સમ્બન્ધ વિના બની શકતાં નથી માટે કર્મથી દેહ જરૂર ઉત્પન્ન થાય છે. દેહયોગમાં સંસાર રહેલો જ છે. દેહ સંબન્ધ થતાં પ્રિય અનુકુળ–સુખ અને અપ્રિય–પ્રતિકૂળ–દુઃખ થાય છે તેથી અર્થાત્ સુખથી રાગ અને દુઃખથી દ્વેષ રૂપ વાસના બંધાય છે. શુભાશુભ વાસનાથી ધર્મ અને અધર્મ થાય છે તેથી અજ્ઞાની જીવાત્મા અભિમાનયુક્ત થઇ શુભાશુભ ક્રિયા કરે છે અર્થાત્ દેહરૂપે થાય છે. પુનઃ ઉપર પ્રમાણે જન્મ મરણ પર્યંત જાય છે આ પ્રકારે સંસાર ચક્ર અનાદિકાળનું ફરે છે. અને તે અનંત સ્વરૂપ છે. એક બીજમાં જેમ અનંત વૃક્ષ છે. પુનઃ તેમાં અનંત ફળ છે અને તે ચક્ર ફર્યા જ કરે છે છતા જે વખત બીજને શેકી નાખવામાં આવે છે. ત્યારે

અંકુરનો નાશ થતાં બીજ માત્ર અવશેષ રહે છે પછીથી તે ઉગતું નથી. તેજ પ્રમાણે મનુષ્યના અંતઃકરણમાં પણ વાસના જે અનંત જગત્ અગર જન્મ મૃત્યુના બીજરૂપ છે તે રહે છે ત્યાં સુધી જીવાત્મા સંસાર અગર જન્મમર્ણરૂપસંસારચક્રમાં ફર્યા કરે છે. પરંતુ જ્યારે જ્ઞાન પ્રકટે છે ત્યારે જ્ઞાનાગ્નિથી વાસના દગ્ધ થઇ જતાં સંસારનો અંત આવી જાય છે. એમ માયા અનાદિ અને અનંત છતાં જ્ઞાનથી શાન્ત થઇ જાય છે. જ્ઞાનથી જીવાત્મા મુક્તિ પામી અખંડ સુખમાં બ્રહ્મરૂપ બની સ્થિર રહે છે એમ કુલાલના ચક્રની પેઠે વેગપૂર્વક ફરતા આ સંસાર ચક્રમાંથી છૂટવાનો માર્ગ પણ છે.

સૃષ્ટિ જ્યારે ચક્ર સ્વરૂપે છે તો ફરતા ચક્રની સામે ઉભા રહીને જોતાં જણાશે કે એક તરફથી તેની ગતિ ઉર્ધ્વ છે ત્યારે બીજી તરફ જોતાં તે અધોગામી સમજાશે, ચક્રની પેઠે સંસારની પણ અધોર્ધ્વ એ ગતિ છે શાસ્ત્રીય પરિભાષામાં તેને અવરોહ અને આરોહ ક્રમ કહે છે. જીવાત્મા પુણ્ય પાપના સમ વિષમ યોગે જન્મ ધારણ કરતો મનુષ્યત્વ પર્યંત પહોંચે એ આરોહ ક્રમ છે અને નીચે જાય તે અવરોહ ક્રમ છે. મનુષ્ય યોનિ સિવાય યાવત્ જડ ચૈતન્ય યોનિમાં તો પાંચકોશનો વિકાસ પૂર્ણ હોતો નથી એટલે તે પ્રકૃતિને આધીન રહે છે જેથી તેનો વિકાશ થતો રહે છે. પણ મનુષ્યત્વમાં પાંચકોશની પૂર્ણતા હોવાથી તે સ્વતંત્ર છે જેથી તે સ્વતંત્રતાને લીધે ભ્રમથી આરોહને ત્યજી અવરોહમાં પડી જાય છે. માટે તેને ધર્મના અવલંબનની જરૂર છે. તેથીજ ચેતન જગતમાં ધર્મનો પૂર્ણ વિકાશ થાય છે. વ્યષ્ટિ સમષ્ટિના ક્રમ પ્રમાણે જીવભાવનો વિકાસ ઉદ્ભિજ યોનિથી પ્રારંભ થઇ ક્રમશઃ સ્વેદજ, અંડજ અને જરાયુજ અન્ત-

લાખો યોનિમાં થઈ મનુષ્યયોનિને પામે છે. ઉદ્‌ભિજમાં એક, સ્વેદજમાં બે, અંડજમાં ત્રણ, જરાયુજમાં ચાર અને મનુષ્યમાં પાંચકોશનો વિકાશ થાય છે તે સર્વ ધર્મ શક્તિનો પ્રભાવ છે. માટે જ વેદવ્યાસ ભગવાને ક્રમોન્નતિના લક્ષ્યથી કહેલું છે કે—

उन्नतिं निखिलाजीवा धर्म्मेणैव क्रमादिह
विदधानाः सावधाना लभन्तेऽन्ते परंपदम् ॥

ભાવાર્થ—ધર્મ દ્વારાજ સમસ્ત જીવ ક્રમોન્નતિ લાભ મેળવી અન્તમાં પરમપદની પ્રાપ્તિ કરે છે.

જડ રાજ્યના સમસ્ત જીવો પ્રકૃતિને આધીન હોવાથી તે જીવોમાં ધર્મવિકાશ પ્રકૃતિની સહાયતાથી પ્રાકૃતિકરૂપથી થાય છે કેવલ ચેતન રાજ્યના જીવ મનુષ્યમાંજ કર્મ કરવાની સ્વતંત્રતા અને વિચાર બુદ્ધિ હોવાથી તેમાં ધર્મનો વિકાશ સ્વતંત્રતાથી પૂર્ણ થઇ શકે છે. અતએવ મનુષ્યજ ધર્મ સાધનનો અધિકારી છે.

ઉક્તવાત ધ્યાનમાં રાખીનેજ મહર્ષિ વ્યાસ વદે છે કે **चाण्डालत्वेऽपि मानुष्यं सर्वथा तात ! शोभनम्** અર્થ ચાંડાલ છતા પણ મનુષ્ય યોનિ હોવાથી અન્ય યોનિ કરતાં ઉત્તમ છે. કારણ કે મનુષ્ય યોનિ પ્રાપ્ત જીવાત્મા શુભકર્મ કરતાં મુક્તિપદને મેળવી શકે છે!

એક માત્ર અન્નમય કોશનો વિકાશ થતાં ઉદ્‌ભિજમાં એવી શક્તિ દેખાય છે કે શાખામાત્રના રોપણથી, તે શાખા વૃક્ષરૂપમાં પરિણત થાય છે. એ પ્રમાણે ઉદ્‌ભિજયોનિગતશક્તિ ધર્મના કિંચિત્ વિકાશની સૂચક છે. સ્વેદજમાં અન્નમય અને પ્રાણમય કોશનો વિકાશ થતાં અનેક પ્રકારની પ્રાણ ક્રિયાઓ જોવામાં આવે છે. યથા

રોગના જંતુઓથી શરીરમાં વ્યાધિ થવો. અગર દેશમાં મહામારી (કોલેરા) ફાટી નીકળવો તેમજ લોહીના સફેદ જંતુ દ્વારા વ્યાધિનો નાશ થવો એ સર્વ સ્વેદજ યોનિમાં ધર્મ વિકાશના પરિચાયક છે. અંડજમાં અન્નમય, પ્રાણમય, મનોમય, કોશના વિકાશ સાથે પ્રેમ, દ્વેષ વિગેરે વૃત્તિયોનો વિકાશ, ધર્મ શક્તિ વિકાશનું ફલ છે. જરાયુજમાં અન્નમય, પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય કોશના વિકાશની સાથે પશુઓમાં ધર્મ વિકાશથી ઘણાં પ્રકારની બુદ્ધિ વૃત્તિનાં લક્ષણોનો પ્રકાશ પ્રત્યક્ષ સિદ્ધ છે. હાથી, ઘોડા અને સિંહ વિગેરે પશુ બુદ્ધિકાર્ય પોતપોતાના અધિકારાનુસાર સારી રીતે કરી બતાવે છે. આ સર્વ ધર્મ વિકાશનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. આક્રમથીજ જીવ અંતમાં મનુષ્ય યોનિને પામે છે.

. જડ જીવાત્મા પૂર્ણ રીતે પ્રકૃતિને આધીન હોવાથી પ્રકૃતિ (હાલનો જમાનો જેને કુદરત કહે છે) માતા પોતાના બાળક સમાન અંકમાં (ખોળામાં) લઇ લાલન પાલન કરતી મનુષ્ય જન્મ પર્યંત પહોંચાડે છે. તેથી મનુષ્ય સિવાયના સર્વ જીવોનું જોખમ પ્રકૃતિને શિર છે. તેથી તે જીવો પાપ પુન્યના ભોગી થતા નથી પ્રાકૃતિક જીવો અહાર, નિદ્રા, ભય, અને મૈથુનાદિ ક્રિયા પ્રકૃતિના નિયમ પ્રમાણેજ કરે છે પરંતુ મનુષ્ય જાતિમાં આવ્યા પછી અહંકાર વૃદ્ધિથી મનુષ્ય સ્વતંત્ર થઇ કર્મ કરે છે. પ્રકૃતિના અનુશાસનને ઉલ્લંઘીને યથેચ્છ ઇન્દ્રિય સેવાદિમાં પ્રવૃત્ત થઇ જાય છે. અને પ્રકૃતિપર આધિપત્ય ભોગવવા અનિયમિત થઇ જાય છે. તેનુંજ એ ફલ છે કે જીવની ક્રમોન્નતિની ધારા ઉદ્‌ભિજથી માંડીને મનુષ્ય યોનિ પર્યંત ચાલતી હતી તેમાં વ્યતિક્રમ થઇ ઉર્ધ્વને બદલે અધોગામિ બની જાય છે.

આ સ્થળેજ જીવાત્મા (મનુષ્ય યોનિ પ્રાપ્ત) ને ધર્મ સહાયની જરૂર પડે છે. ધર્મમાં એવા પ્રકારની શક્તિ છે કે મનુષ્યની અધોમુખિ ગતિને અટકાવી ઉર્ધ્વ મુખી બનાવી દે છે! ધર્મજ મનુષ્યને વર્ણ અને આશ્રમની વિધિયોથી ઉન્નત કરતો અંતમાં મોક્ષ ભાગી બનાવે છે. માટે પ્રકૃતિ પ્રવાહને અનુકૂલ ચાલી મોક્ષ લાભ લેવો એજ મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય છે.

સંસારમાં ધર્મ, મત, પંથ, સમાજ, વર્ગ વિગેરે અનેક છે પરંચ સનાતન ધર્મના સંસ્થાપક મુનિઓએ પ્રજ્ઞાના પ્રભાવથી તેનો પ્રકૃતિ પ્રવાહાનુકૂળ માર્ગ નક્કી કરેલ છે તો સુખેપ્સુએ વાડાના ગાડાના ભાડાદાર ન બનતાં **श्री वेद सनातन धर्म** પરાયણ બની મોક્ષ સુખ મેળવવા કટિબદ્ધ થવું એ પૂર્ણ હિતાવહ છે. વેદ ધર્મના મુખ્ય અંગરૂપે પ્રથમ કર્મ છે. તે કર્મ પ્રમાણે ધર્મ પાળતાં શર્મ પમાય છે. તો વૈધવ્ય ધર્મ એ પણ ઉત્તમ મોક્ષપ્રદ છે. માટે શ્રીપરમાત્માભિન્ન શ્રી સદ્‌ગુરૂ કૃપાથી પ્રાપ્ત થએલ બુદ્ધિ પ્રમાણે તેનું વિવેચન કરી ગ્રંથને પૂર્ણ કરીશું ૐ.

દરેક ગ્રંથમાં અનુબંધ હોય છે. તદ્વત્ આ ગ્રંથના પણ અધિકારી વિષય, પ્રયોજન અને સંબંધ એ ચાર અનુબંધ છે યથાર્થ રીતે તો વિધવા સ્ત્રીજ આનો અધિકારી છે પણ સાથે વિધવાના ધર્મ સમજી તેનાં વડીલો તે પળાવવામાં મદદગાર થાય, તેમજ અન્ય પણ આ ઉત્તમ ધર્મના મર્મને સમજે ને સર્વને મદદ કરે તેથી તે પણ અધિકારી છે. વિધવાના ધર્મદ્વારા મોક્ષ પ્રાપ્તિ એ આ ગ્રંથનો વિષય છે. મોક્ષદ્વારા સુખાનુભવ એ પ્રયોજન છે ગ્રંથ ધર્મજ્ઞાનજનક ને ધર્મજ્ઞાન જન્ય એ સંબંધ છે અન્ય સમ્બન્ધો બુદ્ધિમાને યોજી લેવા. ઉક્ત અનુબંધથી વિદ્વાનો પણ વિચારશે અસ્તુ. ૐ.

# कर्मयोग अथवा लेणदेण.

## किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ॥

## ........................गहना कर्मणो गतिः ॥

અર્થ—કર્મ કોને કહેવું અને અકર્મ શું? એના વિચારમાં પંડિતોને પણ મોહ થાય છે. કારણ કર્મની ગતિ ગહન છે એ શ્રી કૃષ્ણચંદ્ર પોતેજ કહે છે. પછી કર્મનાં લક્ષણ કહી અર્જુનને યથાર્થ સમજાવે છે તેને આધારેજ અહીં વિચાર કરીશું.

આ સૃષ્ટિ અનાદિ છે તેમ તેની સાથે સંબંધ રાખનાર કર્મ પણ અનાદિ છે. શ્રીમજ્જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય ગીતા ભાષ્યમાં લખે છે કે **कर्म नाम देहादि चेष्टा** અર્થ દેહ વિગેરેની ચેષ્ટા-ક્રિયા-તે કર્મ, કર્મનો અધિકાર સર્વથા વિસ્તૃત અને પરમાત્મસ્વરૂપ છે કર્મનાં સાધન જેમ અત્યંત સ્થૂલ છે તેમ કર્મના સંસ્કારોની શક્તિ અતિ બલવાન અને ઇન્દ્રિયાતીત છે. શુભ કર્મ કરવામાં આવે અગર અશુભ કર્મ કરવામાં આવે પણ તેની યોગ્યતા પ્રમાણે કર્ત્તાને આ જન્મ અથવા અન્ય જન્મમાં શુભ અગર અશુભ ફલની પ્રાપ્તિ જરૂર થાય છે. કર્મ ભેદથીજ જીવગણને દેવ, મનુષ્ય અને તિર્યગાદિ યોનિઓની પ્રાપ્તિ થયા કરે છે. કર્મના ભેદથીજ જન્માન્તરમાં સ્વર્ગ લોક, પૃથ્વીલોક, અથવા નરલોકમાં જન્મ થવો એ સ્વતઃ સિદ્ધ છે. કર્મકાંડના વિસ્તારથીજ આર્યજાતિનો મહિમા છે. ગર્ભાધાનાદિ સોળ સંસ્કારોથી સંસ્કૃત આર્યજાતિ પોતાની આર્યતાની રક્ષા કરી શકે છે આર્યોને જન્મથી મરણ પર્યંત કર્મની મદદ છે.

સત્વ ગુણને વધારનારા કર્મોને પુણ્ય કર્મ અને તમો ગુણને

વધારનાર કર્મને પાપકર્મ કહે છે. રજોગુણમાં પાપ પુન્યનું મિશ્રણ હોય છે. પાપ પુણ્યના ન્યુનાધિક્યાનુસાર સાત ઉન્નત લોક અને સાત અધોલોક એ પ્રમાણે ચૌદ ભુવનોનું વર્ણન શાસ્ત્રમાં કરેલું છે. એ કર્મનીજ શક્તિ છે કે સાત્વિક કર્મદ્વારા જીવના અંતઃકરણની શુદ્ધિ કરી મોક્ષ પર્યંત પહોંચાડે છે. અગર પાપ કર્મદ્વારા અંતઃકરણમાં અધિક જડતાની વૃદ્ધિ કરતાં નીચયોનિમાં ભ્રમણ કરાવે છે. ટુંકામાં જગતનો વિસ્તાર એ કર્મનુંજ ફળ છે. એ પર લક્ષ રાખી ભગવાન્ પતંજલીએ યોગ દર્શનમા લખ્યું છે કે सति मूले तद्विपाको जात्यायुर्भोगः અર્થ—કર્મ મૂલ રહેવાથી તેનું ફલ જાતિ, આયુઃ અને ભોગ જીવાત્માને મળે છે. જીવ કર્મ પ્રમાણેજ બ્રાહ્મણ, ક્ષત્રિય, આર્ય અનાર્ય આદિ ભિન્ન ભિન્ન જાતિમાં જન્મે છે, પ્રારબ્ધ કર્માનુસાર આયુષ્ય પણ નક્કી હોય છે. એટલે જે શરીરમાં પરિપાક થએલા કર્મોનું જેટલું ફળ જેટલી મુદતમા ભોગવવાનો યોગ હોય છે તેટલી મુદત તે શરીરમાં તે જીવ રહે છે. પછી દેહાન્ત થતાં કર્મથી જીવની ગતિ નવા શરીરમા થાય છે. તેમજ ભોગનું તાર-તમ્ય પણ કર્મ પ્રમાણેજ થાય છે. અર્થાત્ સંસારમા સુખ મળવું અગર દુઃખ થવું એ પણ પ્રાક્તનકર્મનું પરિણામ છે કેવળ આટલુંજ નહિ પણ શરીરના અંગ પ્રત્યંગ પણ પૂર્વ કર્માનુસાર બને છે. જન્મ જન્મમાં માતા પિતાની પ્રાપ્તિ, ગ્રહોની દશા, રજવીર્યમાં ગુણ દોષ, તે પ્રમાણે અંગ પ્રત્યંગનું નિર્માણ, પ્રકૃતિના સામાન્ય વિશેષ ભાવ સવ પૂર્વકર્મ મૌલિક છે. સુશ્રુતમાં કહે છે કે—

कर्मणा चोदितो येन तदाप्नोति पुनर्भवे
अभ्यस्ताः पूर्व देहे ये तानेव भजते गुणान्

**ભાવાર્થ**—પૂર્વ કર્મની પ્રેરણા પ્રમાણેજ આ જન્મમાં શરીરાદિ મળે છે. ગુણોનું તારતમ્ય પણ તેજ પ્રમાણે થાય છે.

કર્મવડે ઉત્પન્ન થએલા મનુષ્યને તેજ કક્ષામાં—મર્યાદામાં—સ્થિર રાખનાર પણ કર્મજ છે તેથીજ વેદોમાં પણ કર્માધિક્ય જોવામાં આવે છે. વેદ શાસ્ત્રમાં કર્મના ત્રણ પ્રકાર છે. (૧) નિત્યકર્મ (૨) નૈમિત્તિક અને કામ્ય વળી કામનાના યોગથી કર્મની શક્તિમાં તારતમ્ય થતાં આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એમ ત્રણ ભેદ થાય છે. મનુષ્યની કામના આત્મોન્નતિ સાથે ઉદારને વિચાર યુક્ત થતી જાય છે તદનુસાર કર્મ ભાવમાં પણ પરિવર્તન થતું જાય છે.

સર્વ પ્રકારનાં વિહિત કર્મ પુનઃ બે પ્રકારનાં છે (૧) સકામ (૨) નિષ્કામ. સકામ કર્મ સાથે વાસનાનો સંબંધ હોવાથી મુક્તિ થતી નથી નિષ્કામથીજ સદ્ગતિ થાય છે. સંસાર ત્રિગુણાત્મક છે તેથી પ્રત્યેકમાં ત્રિપ્રકારતા રહેજ છે કર્મ વિજ્ઞાનપર બહુ વિચાર કરીને શ્રી કૃષ્ણ ભગવાને પણ શ્રી ગીતાજીમાં ત્રિવિધિકર્તા વિગેરે લક્ષણો ત્રણ ત્રણ પ્રકારથી કહેલાં છે. એ કર્મના તમામ ભેદોનું વર્ણન કરવું અત્રે અસ્થાને છે. માટે તેનો નામનિર્દેશજ કરવામાં આવેલ છે. હવે જીવ અને કર્મનો વિચાર કરતાં લેણા દેણીનો સંબંધ અને તે પૂર્ણ થતાં વિયોગ અગર બીજી રીતે બોલીએ તો જન્મનારનું જરૂર મરણ છે. એ વાત સ્પષ્ટ થઇ જશે.

ત્રિગુણમયી અનાદિ અનંત પ્રકૃતિના રાજ્યમાં ગુણોના ભેદથી ઉદ્ભિજથી માંડી મનુષ્યાદિ દેવતા પર્યંત પ્રાણી કર્મ વડે અનન્ત વિભાગોમાં કેવા પ્રકારથી વહેંચાયલાં છે. એ વાતમા પ્રકૃતિ સ્વરૂપ પર સંયમ કર્યા વિના જગતના જીવોને અનેક પ્રકારના સંશયો થાય

છે. અને કર્મ સ્વરૂપને સમજ્યા વિના ધર્મના સ્વરૂપમાં ડખલ કરી અનેક પ્રકારથી અધઃપતનની સરલતા કરે છે સંસારની ઉન્નતિ સાથે ત્રણે ગુણોનો સંબંધ રહે છે અને તે ગુણ પ્રમાણેજ વેદમાં ચાર વર્ણની વ્યવસ્થા છે. સૃષ્ટિમાં તમો ગુણ વિભાગના શુદ્રવર્ણ, તમરજ વિભાગના વૈશ્ય વર્ણ, રજસત્વ વિભાગના ક્ષત્રિય વર્ણ અને સત્વ-વિભાગના બ્રાહ્મણ કહેવાય છે. ઉક્ત ચતુર્વર્ણાત્મક સૃષ્ટિની ધારા બે પ્રકારની છે એક તમો ગુણથી સત્ત્વગુણ તરફ અને બીજી સત્વ-ગુણથી તમો ગુણ તરફ; તેને વ્યષ્ટિ અને સમષ્ટિ અગર પિંડ અને બ્રહ્માંડ કહે છે. વ્યષ્ટિ સૃષ્ટિ જીવસૃષ્ટિને કહે છે. જીવ અનાદિ છે છતાં જીવભાવના વિકાસનો એક સમય છે. જેમાં પ્રકૃતિ અને પુરૂ-ષનો અનાદિ સમ્બન્ધ સ્થૂલ જગતમાં પ્રકટ થાય છે. સૃષ્ટિતત્ત્વનો વિષય પણ વિચારણીય છે છતાં તેમાંથી અત્રતો એટલુંજ સમજવાનું છે કે જે વખત પ્રકૃતિ અને પુરૂષનો સંબંધ પ્રકટ થાય છે તેજ વખત પ્રથમ જીવનું કારણ શરીર ઉત્પન્ન થાય છે. કારણશરીર અ-વિદ્યા તથા તેમાં પ્રતિબિંબિત ચૈતન્ય એ બન્નેના મેળથી ઉત્પન્ન થાય છે. જીવના કારણ શરીરની ઉત્પત્તિ પછી, પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિ એ સર્વ સૂક્ષ્મતત્ત્વથી ઉ-ત્પન્ન સત્તર પદાર્થોથી સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થઇ કારણશરીરપર સ્થિર રહે છે. ત્યારબાદ પ્રકૃતિના સ્થૂલ મહાભૂત પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ સ્થૂલ દ્રવ્યોથી સૂક્ષ્મ શરીરાનુસારજ તેના ભોગાયતનરૂપ સ્થૂલ શરીર ઉત્પન્ન થઇ સૂક્ષ્મશરીરપર સ્થિર થાય છે. આ પ્રકારે ત્રણ શરીર, ( સ્થૂલ, સૂક્ષ્મ, કારણ ) ને આત્મા મળી જીવ કહેવામ છે. પ્રકૃતિના ત્રણ વિભાગ છે. સ્થૂલ, સૂક્ષ્મ,

કારણ, માટેજ એ ત્રણેના સમ્બન્ધથી જીવનું શરીર ઉત્પન્ન થાય છે. જીવાત્મા મનુષ્ય સિવાય અન્યયોનિમાં છે ત્યાંસુધી તેનો ઉત્ક્રાન્તિક્રમ પ્રકૃતિને આધીન છે. જેનું સ્વરૂપ પાછળ કહેવાઇ ગયું છે. પણ મનુષ્ય યોનિમાં આવતાં જીવની ગતિ જુદા પ્રકારની થઇ જાય છે કારણ મનુષ્ય યોનિમાં આવતાં જીવ બુદ્ધિનો વિકાશ વધે છે. તેમજ દેહાભિમાન તથાં અહંકાર વધી જાય છે. એટલે જીવાત્મા પ્રકૃતિના નિયમ વિરૂદ્ધ આચરણ કરે છે. પ્રકૃતિથી વિરૂદ્ધ ચાલનાર જીવની ઉન્નતિ અટકી અવનતિ થવા લાગે છે. જે કર્મદ્વારા અવનતિ અટકી ઉન્નતિ થતી રહે. અને અન્તમાં પૂર્ણ વિકાસ થઈ જીવ બ્રહ્મ બની જાય એવાં જે કર્મ તેને ધર્મ કહે છે. તેનાજ સંસ્કાર ( વાસના ) સૂક્ષ્મરૂપે જીવના અંતઃકરણમાં રહે છે તે પ્રમાણેજ આ સંસારમાં તે પ્રાણી સુખ અગર દુઃખનો અનુભવ કરે છે.

કર્મ સંસ્કારોને શાસ્ત્રમાં ત્રણ ભાગોમાં વિભક્ત કરેલા છે. તેને (૧) પ્રારબ્ધ, (૨) સંચિત, (૩) ક્રિયમાણ, કહે છે. જન્મ જન્માન્તરથી જે થતાં આવે છે અને જેનો અત્યાર સુધી ઉપભોગ થયો નથી તેને સંચિત કર્મ કહે છે. વર્તમાન જન્મમાં જે કર્મ થાય છે તેને ક્રિયમાણ કહે છે અને સંચિત તથા ક્રિયમાણ બન્ને કર્મમાંથી જે સર્વથી બલવાન્ છે તે કર્મ આગળ થઈને સ્થૂલ શરીરને બનાવે છે તેને પ્રારબ્ધ કર્મ કહે છે. પ્રારબ્ધ કર્માનુસારજ આ સંસારમાં પ્રત્યેક જીવને સર્વ સામગ્રી પ્રાપ્ત થાય છે. પ્રત્યેક કર્મના મૂળમાં વાસના છે. તેથા કર્મપર કર્મ થયા જાય છે અને જીવ કર્મ કરવામાં સ્વતંત્ર પણ છે. જેથી ઉન્નતિ પણ કરી શકે છે. સૂક્ષ્મદષ્ટિથી જીવપરતંત્ર છે. છતાં શાસ્ત્રકારોએ સંસારમાંથી મુક્ત

થવાનો સરલ માર્ગ નક્કી કરેલ છે. આ પ્રકારથીજ કર્મ ગતિ ગહન કહેવાય છે.

ઉક્ત કર્મથી ગ્રથિત જીવાત્મા સંસારમાં જન્મે છે. તેના પ્રારબ્ધ કર્મ પ્રમાણે તેની આસપાસથી સર્વ સામગ્રી જોડાય છે. અને જેની જેની સાથે લેણા દેણીનો જેવા પ્રકારનો સમ્બન્ધ હોય છે તે પ્રમાણે આપ લે કરે છે. તેમાંથી એ યોગ પૂર્ણ થતાં હરકોઇ નિમિત્તે તે છૂટા પડેજ છે. કર્મભોગ પૂરો થયા પછી, તે વસ્તુ હો અગર વ્યક્તિ હો આપણો તેના પર ગમે તેટલો પ્રેમ અગર ચાહ હોય તોપણ તે એક ક્ષણ પણ આપણી પાસે રહી શકેજ નહિ. એજ પ્રમાણે સ્ત્રી પુરૂષનો સમ્બન્ધ પણ કર્મ યોગથીજ બને છે એ પ્રકૃતિનો અબાધિત નિયમ છે જો જીવાત્મા પ્રકૃતિ તત્ત્વાનુસાર ચાલે તો સુખાનુભવ કરતો ઉન્નતિ સાધી શકે. તે તત્ત્વ એજ છે કે પ્રાચીન મુનિઓ એ પ્રકૃતિ પર સંયમ કરી જે વર્ણાશ્રમ ધર્મનું સ્વરૂપ બાંધ્યું છે તેને અનુસરતા કલ્યાણ થાય છે.

ધર્મમર્યાદામાં રહી માણસો, જે જે સંબધો થાય તે કર્મ પ્રમાણે લેણા દેણીથીજ થયા છે એમ સમજી તેમાં ભોગ પૂરતી મમતા રાખતા છતા પ્રારબ્ધ યોગ પૂર્ણ થતાં તે જવાનુંજ છે એવા નિશ્ચય પર રહે તો, તેને દુઃખ બહુજ ઓછું થાય. તેથી ઉલટું એટલે તેમાં આસક્તિ વધારી અહંતા મમતા વિશેષ બાંધે તો તેને ઘણું કષ્ટ થાય છે. માટે તેમાંથી બચાવવા સારૂ વ્યાસ ભગવાન્ શ્રીમહાભારતમાં કહે છે કે—

यावन्तः कुरुते जन्तुः सम्बन्धान् मनसः प्रियान्
तावन्तोऽस्य निखन्यन्ते हृदये शोकशंकवः ॥

**ભાવાર્થ**—જંતુ જેટલા જેટલા સમ્બન્ધો મનથી પ્રિય માને છે તેટલા તેટલા શોકના ખીલા તેના હૃદયમાં ઠોકાતા જાય છે. ઋણાનુબંધથી સર્વ મળ્યું છે તે પૂર્ણ થતાં સારૂં હશે તો પણ જશે અને નઠારૂં હશે. તો પણ જશેજ એ દૃષ્ટિ પર રહી સંસારમાં પ્રારબ્ધને ભોગવે તો નૂતન વાસના બંધાય નહિ. અને વાસનાના અભાવે જન્મ મરણ સંભવે નહિ. પરંચ તેમ ન માનતાં મળેલા પદાર્થો મારા છે. તે રહેવાનાજ છે એમ સમજી મમતા બાંધે તો મમતારૂપ ખીલા હૃદયમાં ખોસાય છે પછી જ્યારે એ વસ્તુ નાશ થાય ત્યારે તેમ કરનારને ઘણુંજ દુઃખ થાય છે. છતાં લેણદેણ પૂર્ણ થએલ હોવાથી તે રહેતું નથી અને ગમે તેમ કરે તો પણ પાછું મળતું એ નથી માટે વિચારવાને લેણાદેણીનો સંબંધ વિચારી જ્યારે આવો પ્રસંગ આવે ત્યારે ધૈર્ય રાખવું. કેમકે પ્રારબ્ધ ભોગ હોય તેટલુંજ ભોગવાય છે. એ પ્રકૃતિનો અબાધિત સિદ્ધાન્ત છે. ૐ.

---

## शोक नाश.

**मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः**
**आगमापायिनोऽनित्या स्तांस्तितिक्षस्व भारत ॥**

**ભાવાર્થ**—ઇન્દ્રિયોનો વિષયની સાથે જે સમ્બન્ધ તે શીતોષ્ણની પેઠે અનુકૂલતામાં સુખ અને પ્રતિકૂલતામાં દુઃખ આપનાર છે. છતાં તે અનિત્ય અને આગમાપાયી આવીને જનારા છે તો હે ભારત તેને સહન કર. અર્થાત્ વેઠીલે.!

આ સંસારચક્ર કર્મની ધારાનુસાર ફરે છે એ વાત પ્રથમ કહેવાઇ ગઈ છે. કર્મ યોગ પૂર્ણ થતાં, રાત્રીમાં વૃક્ષ ઉપર એકત્ર થએલાં પક્ષીઓ પ્રાતઃકાલે જેમ ઉડી જાય છે તેમ પ્રાણીઓ પણ છૂટાં પડી જાય છે. તેથી વિદ્વાનો આ સંસારને અસાર અથવા સ્વપ્નવત્ કહે છે. સ્વપ્નામાં અનુકૂળ પદાર્થો દેખાઇ સુખ મળે છે ને કોઈ વખત પ્રતિકૂળતાથી દુઃખ પણ માલુમ પડે છે સ્વપ્નમાં દેખાતાં સુખ દુઃખ, તે સંસ્કાર પૂર્ણ થતાં જીવાત્મા જાગ્રત થાય છે એટલે આપો આપ જતાં રહે છે. તેજ પ્રમાણે આ સંસારનું સમજવાનું છે. કારણ જગત્માં કોઇ હમેશાં સુખી પણ રહેતું નથી. તેમ દુઃખી પણ રહેતું નથી. તે તો રાત્રિ દિવસની પેઠે અનુક્રમે આવ્યાજ કરે છે. ટાઢ અને તાપ કોઇવાર સુખકારક અને કોઇ સમયે દુઃખકારક લાગે છે તેમ સુખને દુઃખનું પણ સમજી ધૈર્ય રાખવું જોઇએ.

બીજા પ્રકારથી વિચાર કરીએ તોપણ મરણ પામનારનો શોક કરવો યોગ્ય નથી. કારણ કે શ્રીકૃષ્ણચંદ્ર સ્વમુખથી કહે છે કે.

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्ममृतस्य च**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥**

**ભાવાર્થ**—સૃષ્ટિમાં વસતા યાવત્ પ્રાણીઓનો એ અનુભવ છે કે જે જન્મે છે તેનું મરણ નક્કી છેજ. તેમજ જે મરણ પામે છે તેની વાસના નષ્ટ થએલી ન હોવાથી તેનો જન્મ પણ અવશ્ય થાયજ છે. તેટલો વિચાર કરીએ તો પણ મરનારનો શોક કરવાનો રહેતો નથી.

યથાર્થ વિચાર કરીએ તો જન્મ અને મરણ શરીરનાં છે. એ શરીરમાં રહેનાર દેહી—જીવ તેને તો મરણ જન્મ છે નહિ. જ્યારે

જીવાત્મા મરતોજ નથી તો તેનો પણ શોક શા માટે કરવો જોઇએ? છતાં સંસારમાં મનુષ્યોનું અજ્ઞાન અને સ્વાર્થ એ બેના યોગે મનુષ્યને કલેશ કરવાનો યોગ આવે છે. અજ્ઞાનના આધારેજ સ્વાર્થ દઢ રહે છે સ્વાર્થનો ભંગ થતો હોય અગર જ્યાં સ્વાર્થ સિદ્ધિની આશા ન હોય તેવી વ્યકિતનું મરણ થાય તો તેનો શોક સમ્બન્ધવિનાનાને થતો નથી એ વાત પણ સર્વના અનુભવની છે કારણ કે આ સંસારમાં હમેશાં હજારો જીવાત્માના જન્મ થાય છે અને હજારોનાં મરણ થાય છે.તે સર્વની તો આપણને ખબરજ પડતી નથી. કોઇ કોઇ પ્રસિદ્ધ પુરૂષનું મૃત્યુ પત્રો દ્વારા (છાપાથી) જાણવામાં આવે છે પણ તેનો કશોએ આઘાત આપણા મનમાં થતો નથી એટલુંજ નહિ. પણ ગામમાંનોએ કોઈ માણસ મૃત્યુ પામે તો તેથી પણ સમ્બન્ધ વિના આપણા મનમાં શોક થતો નથી અગર માઠું લાગતું નથી. પરંચ આપણી જ્ઞાતિનો વા વધારે પીછાણવાળો અગર પાડોશી મરણ શરણ થાય છે તો તેનો સામાન્ય ઘાત આપણા મનમાં થાય છે. જો વધારે અંગત્ સંબંધ હોય તો તેનો આઘાત તેટલોજ થાય છે. આવા વખતેજ માણસને વિચાર કરવાની જરૂર છે. આપણા સદ્ગ્રંથોમાં બતાવેલા વિચારો અગર સત્સંગ દ્વારા પ્રાપ્ત કરેલા વિચારોનો અહીં ઉપયોગ કરી આપણા મનને ધૈર્ય આપવું જોઇએ.

એકાન્તમાં બેસી પ્રથમ તો એજ વિચાર કરવો જોઇએ કે તે જીવાત્મા કર્મ યોગથી આવ્યો હતો તેની સાથે આપણો આટલોજ સંબંધ હશે તે પૂર્ણ થતાં તે એને રસ્તે પડયો તો હવે તેને માટે શોક કરવો નકામો. ધર્મશાળામાં અનેક મુસાફરો એકઠા થાય છે રસ્તે ચાલતાં તેમના સારા સ્વભાવને યોગે સ્નેહ પણ થાય છે. પણ

તેમનો જવાનો માર્ગ આવે છે ત્યારે તે જુદા પડે છે. તેનો જેમ શોક કરતા નથી તેમ ગત જીવાત્માનો પણ શોક કરવાનો નથી કારણ સંસારની મુસાફરીમાં એ પણ એક રસ્તેથીજ થએલો સંગ હતો. કદિ આવા વિચારના યોગે મનમાંથી એમ વિકલ્પ ઉઠે કે તે વાત સત્ય પણ જનાર વ્યક્તિ તો બહુજ પ્રિય હતી જેથી તે વારં-વાર યાદ આવે છે અને તેથી રડાય છે તો વિચાર કરવો કે જો આપણે તેના પ્રેમીહોઇએ તો આપણા મનમાં તેનું હિત કરવાની તીવ્ર લાગણી હોવી જોઇએ અને તેનું હિત થાય તે માટે આપણે ગમે તેવો ભોગ આપવો હોય તે સર્વ પ્રકારથી આપણી તૈયારી હોવી જોઇએ, નહિ તો આપણે તેના સાચાપ્રેમી ગણાઇશું નહિ. એ દૃષ્ટિથી જોતાં આપણા ગરૂડપુરાણમાં એમ લખેલું છે કે મરનારની પાછળ તેના સમ્બન્ધીઓ જે આંસુ લાળ વિગેરે પાડે છે તે તેને ખાવાં પડે છે. હવે વિચાર કરો કે આપણે તેની પાછળ જેટલાં વધારે રડીએ તેટલાં આસુ વિગેરે તેને વધારે ભક્ષણ કરવાં પડે આપણો પ્રિયમિત્ર આવી ખરાબ વસ્તુઓ ખાય તેવો યોગ કરી આપનારા આપણે તેના મિત્ર કે શત્રુ ? અગર સમ્બન્ધી કે વેરી ? આમ વિચાર કરીએ તો પણ મરનારની પછવાડે શોક કરવાનો રહેતો નથી.

મરણ પામ્યા પછી જીવાત્મા તો પોતાની વાસના પ્રમાણે ચાલ્યો જાય છે. તેનું શરીર માત્ર અહીં પડયું રહે છે તેને આપણે દાટી અગર બાળી દઇએ છીએ પછીથી શોક કરીએછીએ. હવે આપણા શોકથી (વસ્તુતઃ બને તેવું નથી તો પણ ધારીએ કે) જીવાત્મા કદિ પાછો આવે તો પણ તેનું સૂક્ષ્મ સ્વરૂપ હોવાથી આ-

પણ તેને જોઇ શકવાના નથી જ કદિ તે બોલે પણ ઈન્દ્રિય સૂક્ષ્મ હોવાથી તે શબ્દોને સ્થૂલ ઇન્દ્રિયો ગ્રહણ કરવા સમર્થ થતી નથી. એટલે તેનું પુનરાવર્તન નકામું જ છે. જે શરીર તેને વસવાનું સ્થાન હતું તેને તો આપણે ભસ્મ કરી નાખ્યું એટલે તેને માટે કોઇ પ્રકારનો શોક કરવો એ તો આપણી મૂર્ખામીજ ઠરે છે. કારણ જે વસ્તુનો આપણે નાશ કરી પછી શોક કરીએ તો ગાંડા ગણાઈએ માટે એ રીતે પણ શોક નકામો છે. વળી ગમે તેટલો શોક કરીએ તો પણ તે પાછું આવનાર જ નથી માટે શોક નકામો છે. જો આપણે તેનું ખરૂં હિત ઇચ્છતા હોઇએ અંતરમાં તેને માટે સત્ય લાગણી હોય તો તેના નિમિત્તે એકાગ્ર મનથી પરમાત્માની ભક્તિ તથા પુન્ય, દાન કરવું. જેથી મરનાર જીવાત્માની ઉન્નતિ—સદ્દગતિ થાય.

અન્ય પ્રકારે વિચાર કરીએ તો પણ શોક કરવાનો રહેતો નથી. કેમકે શ્રીમદ્દભગવદ્દ ગીતામા કહે છે કે—

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥**

ભાવાર્થ—મનુષ્ય જેમ જુનાં વસ્ત્રનો પરિત્યાગ કરીને બીજાં નવા વસ્ત્રોને ધારણ કરે છે તેમ દેહી જુના શરીરનો ત્યાગ કરી નવા શરીરને ગ્રહણ કરે છે જ્યારે શરીર માત્રજ જીવાત્મા બદલે છે તે પણ જુનાને બદલે નવું મેળવે છે તો પછી તે બાબતમાં શોક શા માટે કરવો? હરકોઇનું શુભ જોઇને ખુશી થવું એ સજ્જનનો સ્વભાવ છે તો પોતાના મિત્રનું અને સમ્બન્ધીનું સારૂં જોઇને શોક કરવો એ શી રીતે બને? આવા અનેક પ્રકારના વિચાર કરીએ તો

સ્પષ્ટ સમજાય કે મરનારનો શોક કરવો કોઈ પણ પ્રકારે ઠીક નથી.

વ્યવહારમાં વસતા મનુષ્યોને એ વિચાર આવશે કે વિચાર અગર જ્ઞાનદૃષ્ટિથી ઉપર પ્રમાણે સમજી શોક ન કરીએ ? તો હજારો માણુસો અમારી ટીકા કરશે કે, અરર આ માણુસ કેવો નિષ્ઠુર કે પોતાનો પ્રિય સમ્બન્ધી મરી ગયો તેને માટે તેના અંતરમાં જરા પણ લાગણી નથી તો લોકોમાં લાગણી બતાવવા સારૂ પણ શોક તો બતાવવો જોઇએ. આવી દલીલ અજ્ઞાન સૂચક છે. કેમકે આ-પણા મનમાં લાગણી છે અથવા નથી એ કાંઇ લોકોના સર્ટીફીકેટથી સિદ્ધ થવાની નથી. લોકો કહેશે કે લાગણી છે. છતાં આપણા મનમા નહિ હોય તો થવાની નથી. અને જનો કહેશે કે લાગણી નથી છતાં આપણા મનમાં હશે તો જવાની નથી. માટે બુદ્ધિમાને માણસનો અભિપ્રાય મેળવવા ગમે તેવા ઉલટા ઉપાયોમા જોડાવું નહિ. પણ ધર્મ પ્રમાણે યોગ્ય રસ્તા પર રહી પોતાના અંગીનું સારૂં કરવા પ્ર-યત્ન કરવો તેમાં લોકોની નિંદા કે સ્તુતિ તરફ ધ્યાન આપવાની જરૂર નથી. માણસો મિથ્યા જગતથી ડરીને ધર્મ વિરૂદ્ધ આચરણ કરવામાં ઠીક સમજે છે. પણ સત્ય ઇશ્વરથી ડરી ધર્માનુસાર ચાલતા લોકમાં થતી જુઠી નિંદાથી ડરે છે ! માટે પોતાનું સમ્બન્ધીનું અને સર્વનું શુભ ઇચ્છનારે તો જગતની પરવાનો પરિત્યાગ કરીને ધ-ર્મના માર્ગેજ ચાલવું એમ કરતા જે દુઃખ પડે તે વેઠી લેવું તો પરિણામે નિંદકોજ સ્તુતિ કરતા નમશે એ સિદ્ધ છે. માટે પણ શોક કરવાની જરૂર નથી.

પ્રમાણ અને યુક્તિ બેઉથી એ સિદ્ધ થયું કે મરનારની પછ-વાડે કોઇ પણ રીતે શોક કરવો યોગ્ય નથી. તેજ પ્રકારે. જ્યારે

અર્જુનને શોક થયો ત્યારે શ્રીકૃષ્ણચંદ્ર કહે છે કે **गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥** જેના પ્રાણ ગયા છે તેનો અને જેનાં પ્રાણ ગયાં નથી તેનો પંડિતો શોક કરતા નથી. આત્મા નિત્ય છે, સત્ય છે, અજર છે, અમર છે, અખંડ છે એવા પ્રકારની સમજણ તેનું નામ પંડા છે તે જેમાં હોય તેને પંડિત કહે છે એટલે આત્મા મરતો નથી એવી સમજ વિદ્વાનોમાં હોવાથી તે સમજીનેજ શોક કરતા નથી. મોટા પુરૂષના માર્ગપરજ સામાન્ય મનુષ્યને ચાલવાનું હોવાથી તેમણે પણ તેનો દાખલો લઇ કોઇ પણ પ્રકારથી શોક કરવાનો નથી.

કદિ લાંબા વિચારોથી કંટાળો આવતો હોય તો સહજ વિચાર તે પણ વારંવાર કરવામાં આવે તો તેથી શોક નિવૃત્ત થાય છે. જ્યારે જ્યારે મનમાં શોકના વિચારો આવે ત્યારે ત્યારે વિચારવું કે ભગવાન વેદવ્યાસ કહે છે કે.

यद्भावि न तद्भावि भावि चेन्न तदन्यथा
इति चिन्ताविषघ्नोयमगदः किं न पीयते ॥

**ભાવાર્થ:**—જે થવાનું નથી તે થશેજ નહિ. અને જો થવાનું હશે તો બીજે પ્રકાર બનવાનો નથી અર્થાત્ થયા વિના રહેશેજ નહિ. ઉક્ત વિચાર ચિન્તાને દૂર કરનારૂં ઔષધ છે. તેને શા માટે પીતો નથી ? આ વાત જ્યારે નક્કીજ છે કે થવાનું છે તે થયા વિના રહેવાનું નથી અને નથી થવાનું તે કોટિ ઉપાયે પણ થવાનુંજ નથી. તો પછી આપણે હરકોઇ ચિન્તા અગર શોક કરીએ તે નકામોજ છે. આટલી વાત પર આરૂઢ થતાં પણ શોક કરવાનો

રહેતો નથી. કોઇ કવિ કહે છે કે.

### દોહા

સનમ કહાંકો રોઇએ, હસિએ કહા બિચાર
ગયો ન પાછો આવનો; રહ્યો સો જાવનહાર.

કહે છે કે, હેસનમ ! શા માટે રોઇએ ? ત્યારે કોઇ કહેશે કે રડો નહિ તો હસો. ત્યારે કહે છે કે, પણ શું વિચારીને હસીએ ? કારણ ગમે તેટલા રડીએ પણ ગએલું પાછું આવવાનું નથી અને રહ્યું છે તેને જોઇને કદિ રાજી થઇએ પણ તે કાયમ રહેવાનું નથી આ સંસારના નામ રૂપવાળા પદાર્થોનો જરૂર નાશ થવાનોજ છે. તો આવીને જનારા પદાર્થો માટે હરખ પામવું એ પણ નકામું છે અને શોકાકુલ થવું પણ નિરર્થક છે. તો બુદ્ધિમાને કોઈ પણ પ્રકારથી શોક કરવાનો નથી. બુદ્ધિમાને તો ધીરજ રાખી પરમાત્મા જે આનંદ સ્વરૂપ છે તેની સાથે અંતર વૃત્તિઓને જોડી શોકથી દૂર થવા પ્રભુ શરણમાં રહેવું. ॐ શાન્તિઃ (૩)

---

## " पुनर्लग्न "

द्विधा कृत्वाऽऽत्मनो देहमर्द्धेन पुरुषोऽभवत्
अर्द्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥

**ભાવાર્થ:**—સૃષ્ટિ સમયે પરમાત્માએ પોતાના શરીરના બે ભાગ કરી, અર્ધાથી પુરૂષ અને અર્ધાથી સ્ત્રી થઇ, સ્ત્રીમાંજ વિરાટ્‌ સૃષ્ટિની લીલાનો વિસ્તાર કર્યો.

ગત પ્રકરણમાં કહ્યા પ્રમાણે શોક નાશનો વિચાર બતાવ્યો છે તે પ્રમાણે શોક નાશ થતાં મનુષ્યનું મન શાન્ત થાય છે; શાન્ત ચિત્તવાળાનેજ પોતાના કર્તવ્યનું ભાન થાય છે. તદનુસાર ચિત્ત શાન્ત થતાં વ્યકિત વિચાર પર ચઢે છે કે હવે મારે શું કરવું જોઇએ? ત્યાં વિધવા સ્ત્રીને બે પ્રકારના વિચાર પ્રાપ્ત થાય છે. એક વિચારતો એ આવે છે કે હવે સંસારથી ઉપરામ થઇ પરમાત્મ પરાયણ બની તેના ચિંત્વનમાં જીવન પૂર્ણ કરવું એ ઠીક? અગર હાલના સુધારકો સમાજીઓ વિગેરે વેદોના પ્રમાણ આપી વિધવા વિવાહની સિદ્ધિ કરે છે તેને અનુસરી પુનર્લગ્ન કરી જીવન ચલાવવું એ ઠીક? આવા બે પ્રકારના વિચારો ઉદ્‌ભવ્યા પછી તે વ્યકિતની આસપાસ જેવા પ્રકારના વિચારના મનુષ્યો હોય છે. તે પ્રમાણે તેના મનોગત સંસ્કારો પોષાય છે. એટલે જો સુધારકો અગર યુરોપના વિચારો અથવા વિદ્યા ( અંગ્રેજી ) આદિ તેને મળેલ હોય છે તો દેહાધ્યાસની દઢતા થઇ શરીર સુખના સાધનો તરફજ તેનું વલણ થાય છે. અને તેવા પ્રકારનો દઢ આશ્રય મળતાં, ધર્મની, કુળની, જાતિની અને જગતની મર્યાદાને ઓળંગી પુનર્લગ્નના પથ પર પ્રયાણ કરે છે. કદિ કોઇ મર્યાદા અટકાવવા સમર્થ થાય છે તો કુકર્મ તરફ દોરાઇ પાપ પંકમાં પડી પશુ સમાન પામર જીવન પૂર્ણ કરે છે. આથી વિરૂદ્ધ એટલે જો તેના અંતઃકરણમાં ધર્મ સંસ્કારો દઢ હોય, આજુબાજુનો સંગ પણ તેવાજ પ્રકારનો હોય તો જીવાત્મા ઇશ્વરપરાયણ થઇ આદર્શરૂપ જીવન ગાળી સંસારનાં અનેક પ્રાણીઓને ઉત્તમ માર્ગ બતાવતાં સત્ય સુખને પામે છે. ઉકત ઉભય પ્રકારમાંથી પ્રથમ પુનર્લગ્નના વિચારમાંજ આ પ્રકરણને પૂર્ણ કરવાનું હોવાથી

એજ વાત જોઇએ કે વિધવા વિવાહ યોગ્ય છે કે કેમ ? અંતમાં વિ-
ધવાના યથાર્થ ધર્મ અગર ઇશ્વિર પરાયણતા એનો વિચાર કરી
વિષયને પૂર્ણ કરીશું. ૐ

વૈશેષિક દર્શનમાં કહે છે કે **यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः सधर्मः** જેનાથી ઉન્નતિ અને મુક્તિ થાય છે તેજ ધર્મ છે. ધર્મના એજ તત્ત્વને આર્યશાસ્ત્રમાં વિવિધ ધર્મ વિધિ રૂપથી બતાવવામાં આવેલ છે. જે વિધિ દ્વારા પ્રવૃત્તિ નાશ અને નિવૃત્તિ પોષણ થાય તેજ વિધિ તેના માટે ધર્મ છે. આથી વિચારવાનોને સ્પષ્ટ સમજાશે કે પ્રવૃત્તિભાવને અંતઃકરણમાંથી નષ્ટ કરી નિવૃત્તિભાવની પૂર્ણતા કરે એજ ધર્મનું ધર્મત્વ છે. ત્યારે જે વિધિથી પુરૂષ પૂર્ણ થઇ શકે તે ધર્મ પુરૂષના ધર્મ છે. અને જે વિધિથી સ્ત્રી પૂર્ણ થઇ શકે તે ધર્મો તે નારીના છે. પ્રથમ કહેવાઇ ગયું છે કે મનુષ્ય યોનિનું પ્રકૃતિ ઉપર આધિપત્ય છે તેથી મનુષ્ય પ્રવૃત્તિ અનિયમિત અને ઉચ્છૃંખલ થાય છે. જે શક્તિ દ્વારા ઉદ્દામ પ્રવૃત્તિ નિયમિત થઇ નિવૃત્તિનું પોષણ કરે અને અંતમાં પ્રવૃત્તિનો લય થઈ નિવૃત્તિ પૂર્ણરૂપે રહે તે શક્તિજ ધર્મ છે.

ઉક્ત વચનોથી એ સિદ્ધ થાય છે કે મનુષ્ય પછી તે સ્ત્રી હોવા પુરૂષ પણ તેણે ધર્મ દ્વારા મોક્ષ-અખંડ સુખ મેળવવું એજ તેના જીવનનું સાર્થક છે. નીતિ શાસ્ત્ર પણ કહે છે કે—

**धर्मार्ऽथकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते**
**अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥**

**ભાવાર્થ**—સૂક્ષ્મ વિચારથી પણ એ નિષ્પન્ન થાય છે કે

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થમાંથી એકની પણ જેણે પ્રાપ્તિ કરી નથી તેનો જન્મ બકરાના ગળાના આંચળની પેઠે નિરર્થક છે. મનુષ્યોના મનમાં જેટલી ઇચ્છાઓ થાય છે. તેનો સમાવેશ ઉપર કહેલા ચતુર્વિધ પુરૂષાર્થમાંજ થઈ જાય છે જ્યારે સાધ્યના પ્રકાર ચાર છે. તો સાધન પણ ચાર પ્રકારનાજ હોવાં જોઇએ. શાસ્ત્રકારોએ સાધનના ચાર પ્રકાર વર્ણવ્યા છે વિદ્યા, બળ, ધન, અને ધર્મ આ પ્રકારે જ્યારે સાધન અને સાધ્યના પ્રકાર ચચ્ચાર છે તો કર્તા પણ ચાર પ્રકારના જ હોઇ શકે. જેમકે કર્તા, અનુકર્તા, ઉપકર્તા, ને અધિકર્તા. ઉક્ત ત્રિપુટીથીજ ફલ સિદ્ધિ થાય છે. અર્થાત્ અધિકારની અનિવાર્ય અગત્ય છે એ અધિકાર પર ધ્યાન રાખી પ્રવૃત્તિને અટકાવવા અને નિવૃત્તિને પોષવા આપણા મુનિઓએ જ્ઞાન દૃષ્ટિ દ્વારા પ્રકૃતિના રહસ્યને સમજી–વર્ણાશ્રમ ધર્મની રચના કરેલી છે. આ વાતના અનભિજ્ઞ અને લક્ષ્મીના ચળકાટથી અંજાયલા હાલના ટુંક વિચારના કેટલા એક પુરૂષો વર્ણાશ્રમનો ઉચ્છેદ કરી લોકોને દુઃખાગારમાં ગબડાવી પાડવાની અધમ પ્રવૃત્તિ કરી રહેલા છે. તો વિચારવાનોએ તે તરફ ન દોરાતાં પોતાના વર્ણાશ્રમ ધર્મને શરણે રહી શાન્તિ અનુભવવી કારણ પ્રકૃતિના નીચે વહેતા પ્રચંડ પ્રવાહને અટકાવવા સારૂ જ આર્ય શાસ્ત્રકારોએ ચાર વર્ણના અને ચાર આશ્રમના કુલ આઠ બંધ બાંધેલા છે. જેથી જન સમૂહ નિમ્નગામી થતો અટકે છે! મહર્ષિ, ભરદ્વાજ પણ કહે છે કે **प्रवृत्तिरोधकोवर्णधर्मः । निवृतिपोषकश्चाऽपरः ।** ઉભય સૂત્રોનું તાત્પર્ય એજ છે કે મનુષ્ય જાતિમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પંચ વિષયની ભોગ વાસના તીવ્ર છે તેને ઓછી કરીને મનુષ્યની

અધોગતિને અટકાવનારો વર્ણ ધર્મ છે. અને આશ્રમ ધર્મ પ્રવૃત્તિથી પાછા હઠાવી નિવૃત્તિ તરફ લઇ જઇ મુક્તિ મેળવવામાં અગ્રેસર બનાવે છે. આ રહસ્યના યોગેજ ભારતવર્ષમાં વર્ણાશ્રમ ધર્મ અને જાતિ અદ્યાવધિ વિદ્યમાન્ છે ત્યારે અન્ય દેશોમાં કેટલીએ જાતો ઉન્નતિના શિખરે ચડી પડીને ઉક્ત બંધારણ વિના નષ્ટ ભ્રષ્ટ થઇ ગઇ જેનાં અત્યારે નામ નિશાન પણ નથી દાખલા તરીકે રોમને ગ્રીસ.

ઉપર કહ્યા પ્રમાણે વર્ણ અને આશ્રમનો નિયામક ઉન્નતિના નિદાનરૂપ શ્રી વેદોક્ત સનાતન ધર્મ છે. તેમાં સ્ત્રીનું સ્થાન અને તેની ગતિ કહેલ છે. તે પ્રમાણેજ પુનર્લગ્ન કરવાં કે નહિ તેનો વિચાર કરીએ. પ્રથમ તો સ્ત્રીત્વ શું છે તે જાણવું જોઇએ. આર્ય શાસ્ત્રોમાં પ્રકૃતિની સત્તા પુરૂષથી સ્વતંત્ર માની નથી. પૂર્ણ પ્રકૃતિ પરમાત્મામાં વિલીન રહે છે. સૃષ્ટિ સ્વરૂપ એ અપૂર્ણ દશા છે પુનઃ પુરૂષ પ્રકૃતિ ઐક્ય એજ પૂર્ણત્ત્વ છે. બૃહદારણ્યોપનિષદ્‌માં કહ્યું છે કે—**स इममेवाऽऽत्मानं द्वेधाऽपातयत्ततः पतिश्च पत्नी चाऽभवताम्.** તે પરમાત્મા જ બે ભાગ થઈ સ્ત્રી અને પુરૂષ થઇ ગયા. એજ વાત આરંભમાં પણ કહેવામાં આવેલ છે. અર્થાત્ પુરૂષ શરીર એ અર્ધ ભાગ છે. વિવાહ દ્વારા સ્ત્રીજ તેને પૂર્ણ કરે છે જેમાં સૃષ્ટિ થવા લાગે છે. સંસાર પ્રકૃતિ પુરૂષાત્મક છે. એટલે પુરૂષમાં પરમાત્માની સત્તા અને સ્ત્રીમાં પ્રકૃતિની સત્તા વિદ્યમાન છે. પુરૂષથી પૃથક થતાં જ પ્રકૃતિમાં પરિણામ થયા કરે છે. પ્રકૃતિના પરિણામ પર્યંત સુખ-દુઃખ મોહાત્મક સંસાર છે. એજ પ્રકૃતિનો લીલાવિલાસ છે. પ્રકૃતિનો આ સંસાર પુરૂષમાં લય થવા માટે જ છે. તો સંસાર જે પ્રકૃતિરૂપ છે તે પુરૂષમાં લય પામે એ તરફ દૃષ્ટિ રાખીનેજ આપણા

મુજબ તમ ઋષિઓએ પ્રકૃતિરૂપ સ્ત્રીના ધર્મોની યોજના કરી છે. સ્ત્રી પ્રકૃતિરૂપા છે એટલે પુરૂષથી પ્રકૃતિની જેમ સ્વતંત્ર સત્તા નથી તેમ સ્ત્રીની પણ નથી જ. પ્રકૃતિ પુરૂષમાંથી અર્ધાંગરૂપે નીકળે છે અને તેમાં લય પામે છે. માટે પ્રકૃતિ પુરૂષમાં લય પામે એવા પ્રકારના જે જે ઉપાયો છે એજ સ્ત્રીના ધર્મ છે. જ્યારે એકનો બીજામાં લય કરવો હોય ત્યારે તન્મયતા એજ સર્વોત્તમ સાધન છે. એ વિના કોઈ એક બીજાને લય કરી શકતાં નથી. પોતાનું પૃથક જ્ઞાન રહે ત્યાં સુધી બીજામાં લય થવાતું નથી. માટે પુરૂષમાં સ્ત્રીની તન્મયતા શીખવે એજ સ્ત્રીનો સર્વોત્તમ ધર્મ. પાતિવ્રત્ય ધર્મજ સ્ત્રીને પૂર્ણ ઉન્નત કરી પતિમાં તન્મય બનાવે છે માટે પાતિવ્રત્ય ધર્મજ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. આટલા પરથી સ્પષ્ટ થશે કે સ્ત્રી અને પુરૂષના ધર્મમાં ઘણું અંતર છે. પુરૂષ પુર્ણ છે માટે પરિણામી નથી પ્રકૃતિ અપૂર્ણ છે માટે ચંચલ અને પરિણામી છે. પૂર્ણ પુરૂષમાં અપૂર્ણ પ્રકૃતિનું આવરણ એજ પુરૂષનું બંધન છે. એ આવરણને અળગું કરી મુક્ત થવું એજ પુરૂષનો મોક્ષ છે. માટે પુરૂષનો ધર્મ ત્યાગ મૂલક છે. યજ્ઞ ધર્મજ પુરૂષનો ધર્મ છે. કર્મમીમાંસામાં કહેલ છે કે **यागपरः पुरुषधर्मः** તેમજ ગીતાજીમાં પણ કહેલ છે કે **सहयज्ञाः प्रजाःसृष्ट्वा, पुरोवाच प्रजापतिः । अनेन प्रसविष्यध्व-मेषवोऽस्त्विष्टकामधुक् ॥** અર્થ પુરૂષ ધર્મ યજ્ઞ પ્રધાન છે. યજ્ઞને પ્રજાને ઉત્પન્ન કરીને બ્રહ્માએ તેમને આજ્ઞા કરી કે તમારી ઉન્નતિ અને ઉત્તમતા યજ્ઞ વડેજ થશે. એ યજ્ઞ દ્વારા પુરૂષ મોક્ષ લાભ મેળવી શકે છે પણ સ્ત્રી એપ્રમાણે કરી શકતી નથી તે અપૂર્ણ છે. તેથી તે પુરૂષમાં મળે ત્યારે જ તેની પૂર્ણતા થાય છે અને તે દ્વારા

તે મોક્ષને પામે છે. ગોપીઓ પૂર્ણ પુરૂષ કૃષ્ણના દર્શન દ્વારા પૂર્ણતાને પામી હતી. માટે જે ધર્મ સ્ત્રીને પુરૂષમાં તન્મય અથવા લય થતાં શીખવે એજ નારીધર્મ છે. તે પ્રકારે સ્ત્રીને તપ પ્રધાન પાતિવ્રત ધર્મજ પુરૂષમાં લય થવાનું બતાવે છે માટે મહાત્મા જૈમનિએ પણ સ્પષ્ટ કહેલું છે કે. तपः प्रधानो नार्याः તપ પ્રધાન પાતિવ્રત્યજ સ્ત્રીને માટે ધર્મ છે. આ પ્રકારે યજ્ઞ પ્રધાન પુરૂષ ધર્મ અને તપ પ્રધાન નારી ધર્મ છે તેથી સ્ત્રી અને પુરૂષના ધર્મ પ્રથક્ પ્રથક્ છે.

જ્યારે સ્ત્રીના ધર્મ તપ પ્રધાન છે તો તેણે તેને અનુસરી પોતાની ઉન્નતિ સાધ્ય કરવી જોઇએ. સ્ત્રીએ પ્રકૃતિનું જ સ્વરૂપ છે અને સપ્તશતીમાં દેવીની સ્તુતિ કરતાં કહ્યું છે કે–विद्याः समस्तास्तव देविभेदाः स्त्रियः समस्ताः सकला–जगत्सु । સર્વ વિદ્યા અને સમસ્ત સ્ત્રિયો પ્રકૃતિનું જ સ્વરૂપ છે. પ્રકૃતિના વિદ્યા અને અવિદ્યા એવાં બે રૂપ છે. વિદ્યા દ્વારા જીવોની મુકિત અને અવિદ્યા વડે બંધન થાય છે જ્યારે દરેક સ્ત્રી પ્રકૃતિનું જ સ્વરૂપ છે તો સ્ત્રીમાં પણ વિદ્યા અને અવિદ્યા છેજ. વિદ્યા સત્વપ્રધાન ભાવ છે અને અવિદ્યા તમપ્રધાન ભાવ છે. વિદ્યા ભાવની પુષ્ટિથી સ્ત્રી સાક્ષાત્ જગદંબારૂપ છે. અને અવિદ્યાની વૃદ્ધિથી પાપરૂપ થાય છે માટે સ્ત્રીમાં સત્વગુણની વૃદ્ધિ થઇ પાતિવ્રત્ય પરાયણ રહેવામાંજ તેનું શ્રેય છે તો માતા પિતા પતિ આદિ સર્વની ફરજ છે કે સ્ત્રીને કન્યાદશાંથી માંડીને મૃત્યુ પર્યંત એવીજ શિક્ષા આપે. આર્ય શાસ્ત્રોની રચના ઉપર કહેલા લક્ષપરજ નિર્ભર છે.

નારી જીવનના સાધારણ ત્રણ વિભાગ કરવામાં આવેલા છે. જેમકે (૧) કન્યા (૨) ગૃહિણી (૩) વિધવા. નારીનો મુખ્ય ધર્મ

પાતિવ્રત્ય હોવાથી તે વ્રતને માટેજ સર્વ વ્યવસ્થા હોય છે. કન્યાવસ્થામાં પાતિવ્રત્યનું શિક્ષણ, ગૃહિણી અવસ્થામાં તેનો ચરિતાર્થ અને વિધવા અવસ્થામા તેનું ઉધાપન થાય છે. નારીની પ્રગતિનું તૃતીય સ્થાન વિધવા અવસ્થા છે 'સાંપ્રત સમયમાં વિધવા થવામાં અનેક પ્રકારનાં બાહ્ય નિમિત્તો કથન કરાતાં સંભળાય છે. પરંત્ યથાર્થ રીતે વિચાર કરવામાં આવે તો સમજાય કે તેનું ખરૂં કારણ પ્રારબ્ધ કર્મના ભોગ છે. દૈવયોગે કદિ કોઇના ઉપર આ ચક્ર આવી પડે તો એ વૈધવ્ય દશામાં પાતિવ્રત્યનું ઉધાપન થાય છે. સતીત્વના પરમ પવિત્ર ભાવ ભાવિત સતીનું જે અંતઃકરણ ગૃહસ્થાવસ્થામાં પતિના સાકારસ્વરૂપમાં તન્મય થઇ રહ્યું હતું તેજ અંતઃકરણ વૈધવ્યદશારૂપ સંન્યાસઅવસ્થામાં પરમ દેવતા પતિના નિરાકાર સ્વરૂપમાં તન્મય થઇ સ્ત્રી ધર્મની પૂર્ણતાનું સાધન કરાવે છે તેથી આ તૃતીય દશા પરમ ગૌરવાન્વિત અને પરમ પવિત્ર છે. પતિની તન્મયતાના પ્રભાવથી સ્ત્રીની મુક્તિ અર્થાત્ પુરૂષ યોનિ પ્રાપ્ત થાય છે. પતિવ્રતા સતી પાતિવ્રત્યના પ્રભાવથી પતિલોક ( પંચમલોક ) તપલોકમાં જઇ પતિ સાથે આનંદ નિમગ્ન રહે છે. આ પ્રકારે પાતિવ્રત્યની પૂર્ણતા થતાં પુનઃ જન્મ સમયે તેને સ્ત્રીયોનિ મળતી નથી. તે પાપયોનિથી મુક્ત થઇને નિઃશ્રેયસ્પ્રદ પુરૂષ સ્વરૂપને પ્રાપ્ત થાય છે; ઉદ્દ્ભિજયોનિથી આરંભી તેને સ્ત્રી સ્વરૂપની પ્રાપ્તિનો આરંભ થયો હતો. તે પાતિવ્રત્યની પૂર્ણતાથી તે પ્રવાહનો અંત આવી જાય છે. આપણા પૂજ્ય મહર્ષિઓએ આ વાત લક્ષમાં રાખીનેજ સ્ત્રીને પાતિવ્રત્ય ધર્મનો ઉપદેશ આપ્યો છે. તેથી પોતાનું હિત ઇચ્છનાર સ્ત્રી એકજ પતિમાં તન્મય રહે. અનેકમાં ચિત્તની ચંચલતા વૃદ્ધિ પામે છે.

જેથી તન્મયતા થઇ શકતી નથી. પાતમાં તન્મયતા વિના સ્ત્રી ધર્મની પૂર્ણતા થતી નથી એ વિના મુક્તિ નથી માટે સ્ત્રી સર્વાવસ્થામાં પાતિવ્રત્ય ધર્મ પરાયણ રહે તેમાંજ તેનું કલ્યાણ છે. આથી એજ સ્પષ્ટ થાય છે કે સ્ત્રી પુર્નલગ્ન કરી શકે નહિ.

વિવાહ સ્વરૂપનો વિચાર કરીએ તો તેથી પણ પુનર્લગ્ન પર એક પ્રકારનો પ્રકાશ પડશે તો વિવાહના હેતુ વિચારીએ. પુરૂષ શક્તિની સાથે સ્ત્રી શક્તિને મેળવીને નવીન પદાર્થને ઉત્પન્ન કરવા માટે વિવાહ છે. એ બેઉ શક્તિઓનો મેળ એ પ્રાકૃતિક ( કુદરતી ) વ્યાપાર છે. એટલા માટે અણુ પરમાણુથી માંડી પરમાત્મા પર્યંત ઉભયે શક્તિનો મેળ જોવામાં આવે છે. કારણમા બે શક્તિ હોવાથી કાર્યરૂપ સંસારના સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, સકલ રાજ્યમાં બે શક્તિઓ વિધમાન છે. એમાં કશી શંકા નથી. સૃષ્ટિ ધારાના વિસ્તાર માટે બે શક્તિઓનું સમ્મેલન એ વિવાહનો પ્રથમ ઉદ્દેશ છે. વિવાહનો બીજો હેતુ વિયુક્ત બે શક્તિઓને સંયુક્ત કરી અદ્વિતીય પૂર્ણતા સમ્પાદન કરવી એ છે. વિલાસશીલ પ્રકૃતિ શક્તિને પુરૂષમાં લય કરી અદ્વિતીય પૂર્ણતા સ્થાપન કરવી એજ વિવાહ અગર સૃષ્ટિ વિસ્તારમાં હેતુ છે. મનુષ્ય યોનિ પ્રાપ્ત કર્યા પછી જીવ સ્વતંત્ર હોવાથી ઇંદ્રિય લાલસા અત્યંત વધી જાય છે પ્રત્યેક પુરૂષના મનમાં સર્વ સ્ત્રીઓને માટે અને પ્રત્યેક સ્ત્રીના મનમાં સર્વ પુરૂષોને માટે ભોગ ભાવ પ્રાકૃતિક રૂપથી વિધમાન છે. તેનો સંકોચ કરી એક પુરૂષ અને એક સ્ત્રી પરસ્પર પ્રેમ બાંધી ધર્માશ્રય અને અનેક પ્રકારના નિયમોથી ભાવ શુદ્ધિ દ્વારા ઉક્ત વાસનાને ધીરે ધીરે ઘટાડી અંતમાં નિવૃત્તિમાં મનુષ્યને લઈ જવો એ વિવાહમાં કારણ છે પ્રજોત્પત્તિ દ્વારા વંશ રક્ષા અને પિતૃઋણ શોધ એ પણ વિવાહમાં નિદાન છે આધ્યા-

ત્મિક ઉન્નતિમાં પણ વિવાહ સંસ્કાર સહાયક છે. આ હકીકતો જોતાં પણ સ્ત્રી અન્ય પતિ સાથે વિવાહ કરી શકે નહિ.

અર્વાચીન સમયમાં કેટલાએક પુરૂષો પુનર્લગ્ન કરવાં જોઇએ. એ પક્ષનાં કેટલાં એક કારણો આગળ કરે છે પણ તે સબળ છે કે નિર્બળ તે તત્વોનો વિચાર કરી આ વિષયને પૂર્ણ કરીશું.

યૂરોપના બાહ્ય ચમકારાથી ભારતના તનુજોના મનમાં તનમનાટ થયો છે. જેથી અર્થ પ્રાપ્તિમાંજ ઉન્નતિ માની તે દેશના રીતરીવાજો અહીં પણ ચલાવવા મથે છે. તેઓ એવી દલીલ લાવે છે કે પાશ્ચાત્ય અનેક જાતિઓમાં વિધવા વિવાહ પ્રચલિત છતાં ત્યાં ઉન્નતિ જોવામાં આવે છે. અને મોટા વીર પુરૂષો ઉત્પન્ન થાય છે. તો પછી ભારતવર્ષમાં પુનર્લગ્નથી શા માટે પ્રગતિ નહિ થાય ? આ બાબતમાં તે જો વિચાર કરે તો તુર્ત સમજાય કે આ વાત કેવળ નિર્બળ છે. કારણ કે દરેક જાતિની ઉન્નતિ થવાનું કારણ તેમાં રહેલા સંસ્કારો છે નવીન સંસ્કારવાલી નવીન જાતિને સુધારવાની રીત જુદી છે. અને જુના સંસ્કારવાલી જાતિને સુધારવાની ક્રિયા ભિન્ન છે. પુરાણા સંસ્કારો બગડી જતાં, તેમાં સુધારો કરવાથીજ તેની પ્રગતિ થાય છે. તેને બદલે જો એ સંસ્કારોનો નાશ કરવામાં આવે તો એ જાતિનો નાશજ થાય છે. જે દેશની સ્ત્રીયોમાં પાતિવ્રત્યના સંસ્કાર નથી તેની બીજા પ્રકારના સંસ્કારોથી બીજી રીતે ઉન્નતિ થાય છે. પણ જ્યાં સ્ત્રીઓના હૃદયમાં પાતિવ્રત્યના સંસ્કારો અનાદિકાલથી વ્યાપ્ત છે અને એ વિના સ્ત્રીનું સ્ત્રીત્વજ વ્યર્થ થાય છે તે ઠેકાણે તે સંસ્કારોનો નાશ કરવો એ સ્ત્રીઓનોજ નાશ કરવા જેવું છે. તેથી પુનર્લગ્ન માટે આ ટેકો ટકી શકતો નથી.

કેટલાએક મનુષ્ય કરૂણાનો પક્ષ લઇને, કોઇ હિંદુની સંખ્યા

વૃદ્ધિનો પક્ષ લઇને પુનર્વિવાહનું મંડન કરવા મચી પડે છે. પણ તેના પર વિચાર કરતાં આપણને માલુમ પડશે કે એ તેમની દલીલો કેવળ દોઢડાહી અને યુક્તિહીન છે દયાળુ પુરૂષોનું એ કથન છે કે વિધવાઓ પતિપ્રેમથી ચ્યુત થઇ ઘણું કષ્ટ પામે છે. માટે તેઓને તેમાંથી બચાવવાને તેનાં ફરી લગ્ન કરી નાંખવા જોઇએ. આવા પ્રકારના ઉચ્ચાર કર્મના નિયમને ન સમજવાથી તેઓ કરે છે. વેદ-ધર્મમાં પુનર્જન્મ છે એ અનેક પ્રકારે સિદ્ધ થએલુંજ છે. એટલે દરેક પ્રાણીમાં જન્મજન્માન્તરના સંસ્કાર રહેલાજ છે. તેમાં શુભ પણ હોય છે અને અશુભ પણ હોય છે તેના તે પ્રમાણે સુખ દુઃખ ફળ જરૂર મળે જ છે. તદનુસાર વૈધવ્ય પ્રાપ્ત થવું એ પણ એક કર્મ યોગ છે. કુદરતના જે જે નિયમો છે તેનું નિયમન કરનાર ધર્મ શકિત છે, તેમા મનુષ્ય ફેરફાર કરી શકવા સમર્થ નથી છતાં કદિ ફેરફાર કરવા મથે છે તો ચાલતા નિયમોમાં ગોટાળો થઇ કંઇ જુદુંજ ખરાબ પરિણામ આવે છે. તેમ વિધવા થનારને પુનઃ પતિ સુખનું અનુસંધાન કરી આપનારાઓએ આ વિચાર અવશ્ય કરવો જોઇએ તેના પ્રારબ્ધમાં એ સુખ નથી તો બીજું કોણ અપાવી શકે ? માટે એ વિચાર અનુપયોગી છે. જો વિધવા પર દયા આવતી હોય તો તેમણે તે પોતાના ધર્મ પાળી કામવૃત્તિથી વિરામ પામી શકે તેવી યોજના કરી આપવી જોઇએ. કામવૃત્તિને ત્યજવાથીજ શાન્ત થાય છે. ભજવાથી તો વૃદ્ધિ પામે છે. માટે હિતેચ્છુઓએ તે ત્યાગ થાય તેજ ઘટના ઉતારવી તેથી એ દલીલ પુનર્લગ્ન માટે નકામી છે.

પુનર્લગ્નના વકીલો બીજી યુક્તિએ લાવે છે કે વિધવાઓ ન-કામી રહે તે ઠીક નહિ માટે તે પુત્ર પેદા કરી શકે એવી યુક્તિ કરી

આપવી જેથી હિંદની વસ્તી વધે ! આ વિચાર પણ તુચ્છ જ છે જેઓ પોતાને ઠીક સમજનાર અને વિદ્યાના ખાં છે તેઓની આ દલીલ આશ્ચર્ય અને ખેદ ઉત્પન્ન કરે છે. આર્ય જાતિ પોતાનાં સર્વ લક્ષણો ભૂલીને કેવલ સંખ્યાપરજ આવી ગઈ છે. સંખ્યા વધારવી ઘટાડવીએ જાતિનું અગર ચડતીનું લક્ષણ નથી જાતિનું લક્ષણ તો એની દૃઢતા છે. કદિ સંખ્યા વૃદ્ધિ પામે પણ જાતીયતા નષ્ટ થઈ જાય અગર નબળી પડી જાય તો તેથી ઉન્નતિ કદિ પણ થતી નથી કદિ સંખ્યા ઘટી જાય પણ જાતીયતાનું બીજ નાશ ન પામે તો તેથી જાતિની ઉન્નતિ થઇ શકે છે. માટે જાતિની વૃદ્ધિ જાતિનાસંરક્ષણ પૂર્વક જ થવી જોઇએ પુનર્લગ્નથી જાતીયતાનો ધ્વંસ નાશ થાય છે અને વર્ણ સંકરની વૃદ્ધિ થાય છે. માટે વિધવા વિવાહ એ રીતે પણ ઇષ્ટ નથી.

વિધવા વિવાહની ધૂનમાં ચડેલા પાગલ પુરૂષોની ત્રીજી વાત એ છે કે વિધવા સ્ત્રીઓ સર્વ વ્યભિચારિણી થઇ ભ્રૂણ હત્યા કરશે માટે વિવાહ કરી દેવા જોઇએ. એ યુક્તિ પણ નકામી છે અર્વાચીન પુરૂષોએ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે આદર્શ ઉચ્ચ હોય તોજ પ્રગતિ થઇ શકે છે. નીચ આદર્શવાલી જ્ઞાતિ આગળ વધી શકતી નથી. જે જાતિ પ્રથમથીજ પોતાની સ્ત્રીઓને વ્યભિચારિણી અગર ભ્રૂણહત્યા કરનારી સમજે છે અને એજ કલ્પના પર આદર્શ બનાવી ધર્મ વ્યવસ્થા કરવા લાગે છે તે જાતિ ક્યારે પણ પોતાની પ્રગતિ કરી શકતી નથી. વિધવાઓને વ્યભિચાર દોષમાથી બચાવવાનો અન્ય ઈલાજ જ નથી એ ચિન્તા કોઇ પણ રીતે યોગ્ય નથી પણ ઉલટું લજ્યાસ્પદ છે માટે એ બાબત છોડી વિધવાનું જીવન સતીના જેવું આદર્શ થાય એવી યોજના કરવી એ વધારે હિતકારક છે.

પ્રથમથી જ કહેવામાં આવ્યું છે કે સ્ત્રી જાતિમાં અવિદ્યાનો અંશ વધારે છે. તેથી પુરૂષ કરતા અષ્ટગુણુ કામ સ્ત્રીમાં છે. તદુપરાંત વિદ્યા લજ્જા, અને ધૈર્ય પણુ છે. તો વિધવાનું જીવન એવા પ્રકારનું રચી આપવું જોઇએ કે જેથી અવિદ્યાનો અંશ નાશ પામી વિદ્યાનો પ્રભાવ પ્રકટી નીકળે. આજકાલ જે વિધવાઓ બગડે છે તેમા શિક્ષાનો અભાવ અને તેની સાથેનું અયોગ્ય વર્તન એ કારણુ છે. વિધવા થતાં જ ગૃહસ્થ લોકો તેને માટે હલકી ભાવના બાંધે છે. એ વિચાર શાસ્ત્રવિરૂદ્ધ છે. આર્યશાસ્ત્રમાં તો ભોગ કરતા ત્યાગનો મહિમા વધાર બતાવ્યો છે. મહર્ષિ વ્યાસ કહે છે કે.

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम्
तृष्णाक्षयसुखस्यैते नार्हतःषोडशीं कलाम् ॥

અર્થ—સંસારમા કામજનિત જે સુખો છે તે અથવા સ્વર્ગના ઉત્તમ ભોગ સુખો છે તે બેઉ પ્રકારના સુખો, વાસનાક્ષયથી જે સુખ પ્રાપ્ત થાય છે તેના સોળમા ભાગ બરાબર નથી. શ્રી ગીતાજીમાં પણુ શ્રી ભગવાન્ કહે છે કે—

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एवते
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥
शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात्
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥

ભાવાર્થ—વિષયોની સાથે ઇન્દ્રિયોનો સમ્બન્ધ થવાથી જે કંઇ સુખ થાય છે તે દુઃખને ઉત્પન્ન કરનારૂં છે. માટે તે સુખ, દુઃખરૂપ છે. તેમ જ વિષયજન્ય સુખ આદિ અન્તવાળાં અને નશ્વર છે.

માટે વિચારવાન્ પુરૂષ વિષય સુખમાં મત્ત થતા નથી. સંસારમાં તેજ સાચો સુખી અને યથાર્થ યોગી છે. કે જેણે આ જન્મ કામ ક્રોધના વેગને સહન કર્યો છે. અર્થાત્ ત્યાગ જ ઉત્તમ છે.

ગૃહસ્થો વિષયી હોવાથી દુઃખી અને સંન્યાસીઓ ત્યાગી હોવાથી સુખી છે. જ્યારે એજ અવસ્થા–ત્યાગ અવસ્થા–વિધવાની છે તો વિધવા હતભાગિની છે કે ઉત્તમ ભાગ્યવાન્ છે એ બુદ્ધિમાન્ વિચારશે. વિધવાનો પુરૂષની સાથેનો કામ ભોગ છૂટી ગયો તેથી વિધવા દુખિની થઇ ગઇ એ વાત કૌતકજનક છે. કોઇએ કદિ પણ એવું સાંભળ્યું છે કે કામદ્વારા કોઇને સુખ મળ્યું હોય અગર કોઇ શાસ્ત્રમાં એવું લખ્યું પણ છે? શાસ્ત્રમાં તો કામ ક્રોધને નરકનાં દ્વાર કહેલાં છે. આનંદનાં દ્વાર નહિ. કામ એ ચિત્તનો ઉન્માદ માત્ર છે. મનુષ્ય તેમાં ફસાય છે. ફસીને સુખ અનુભવવું એ વાત જુદી છે. અને યથાર્થ સુખનો અનુભવ કરવો એ વાત અલગ છે, કામદ્વારા કોઇને સુખ પ્રાપ્તિ થતી નથી. પણ વિષય છૂટવાથી જ સત્ય સુખની પ્રાપ્તિ થાય છે માટે વિધવા ત્યાગ કરે તેથી દુઃખી નહિ પણ સુખી છે. અભાગી નહિ પણ સુભાગી છે અન્ય ગૃહીઓથી અધમ નહિ પણ સર્વની પૂજ્યા છે, વિધવા જ્યારે વિષયના ત્યાગથી શ્રેષ્ટત્વને પામે છે ત્યારે તેને લગ્ન કરી, ગમે તેવાં બાનાં બતાવી, લલચાવવી એતો એક પ્રકારનું પાપ જ છે. તેમ વિધવા પણ પુનર્લગ્નના અક્ષમ રસ્તાપર જઈ પાપ પંકમા જ પડે છે. માટે પુનર્લગ્ન સર્વથા ત્યાજ્ય છે.

---

# ઈશ્વરાનુસંધાન.

ગત પ્રકરણના વિચારથી સ્પષ્ટ થયું કે પુનર્લગ્ન કરવાથી વિધવાની ચડતી નહિ પણ પડતી જ થાય છે તો પુનર્લગ્ન થઇ શકે નહિ. ત્યારે વિધવાએ પરમાત્મ પરાયણ થવું એજ શ્રેયસ્કર છે. પ્રભુ પરાયણ થવા માટે તેણે પોતાના તપઃ પ્રધાન ધર્મ પરાયણ થવું જોઇએ. વ્યવહાર તરફ જોતાં પણ એ સ્પષ્ટ સમજાય છે કે જે ઘરમાં સારા મનુષ્યને બોલાવવાનું નક્કી થાય છે. તે ઘરમાં વસતા પુરૂષની પાસે જેવી સંપત્તિ હોય તે પ્રમાણે ગૃહની શોભા કરવામાં આવે છે. તેની પાસે જે જે સારા પદાર્થો હોય તે પેલા સારા મનુષ્યના ઉપયોગમા જે રીતે આવે તેવી યોજના કરે છે. તે જ પ્રમાણે ઇશ્વિરાનુસંધાન કરવા ઇચ્છનારે પોતાના અંતઃકરણને સ્વચ્છ અને વિશાળ કરવું જોઇએ. પછીથી જે કાંઇ સારા ગુણ વિગેરે પ્રાપ્ત થાય તે પરમાત્માના ઉપયોગમાં જે રીતે આવે તે રીતે તેની યોજના કરવી, આવો પ્રકાર સિદ્ધ કરવા મનુષ્યે પોતાનું કર્તવ્ય નક્કી કરવું જોઇએ. તે જ પ્રમાણે વિધવાએ પણ પોતાનું કર્તવ્ય નક્કી કરવું જોઇએ. તેનો જ અત્ર વિચાર કરી આ વિષયને પૂર્ણ કરીશું.

પતિના અવસાન પછી શાસ્ત્રકારોએ સ્રીની બે જ દિશાઓ કર્ત્તવ્યને માટે નક્કી કરેલ છે. વિષ્ણુ સંહિતામાં લખ્યું છે કે—**मृते भर्त्तरि ब्रह्मचर्यं तदन्वारोहणं वा** અર્થ. પતિના મરણ પછી સતી સ્રી બ્રહ્મચારિણી રહે અથવા પતિની સાથે બળી મરે. એ જ પ્રકારે હારીત સંહિતામાં લખ્યું છે કે—

**या स्त्री मृतं परिष्वज्य दग्धा चेद्धव्यवाहने**
**सा भर्तृलोकमाप्नोति हरिणा कमला यथा ॥**

અર્થ—મરેલા પતિની સાથે જે સ્ત્રી સહમૃતા થાય છે તેનો વાસ, લક્ષ્મી જેમ હરિની સાથે રહે છે તેમ પતિની સાથે પતિલોકમાં થાય છે. તેમ જ દક્ષ સંહિતામાં લખ્યું છે કે.

मृते भर्त्तरि या नारी समारोहेद्धुताशनम्
सा भवेत्तु शुभाचारा स्वर्गलोके महीयते ॥

અર્થ—પતિના મૃત્યુ પછી જે સ્ત્રી તેનું અનુગમન કરે છે. તે સદાચારયુક્ત કહેવાય છે. અને તે સ્વર્ગમાં પણ દેવોની પૂજ્યા ગણાય છે. મહર્ષિ પરાશરજીએ લખ્યું છે કે—

मृते भर्त्तरि या नारी ब्रह्मचर्यव्रते स्थिता
सा मृता लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः ॥
तिस्रः कोट्योऽर्द्धकोटी च यानि रोमाणि मानवे
तावत्कालं वसेत्स्वर्गे भर्त्तारं याऽनुगच्छति ॥

અર્થ—પતિના મરણ પછી જે સ્ત્રી બ્રહ્મચર્ય ધારણ કરે છે તેને બ્રહ્મચારિયોની પેઠે સ્વર્ગ મળે છે અને જે સ્ત્રી પતિની સાથે સતી થાય છે તેને, તેના શરીરમાં સાડાત્રણ કરોડ રોમ છે તેટલો સમય સ્વર્ગવાસ થાય છે. આ પ્રકારે પાતિવ્રત્યના પૂર્ણ અનુષ્ઠાનથી બ્રહ્મચારિણી સતીમાં ઉત્તમ શકિત આવે છે. આ પાતિવૃત્ય શકિતનો પ્રભાવ કેટલો છે તેનું અન્ય દેશના બુદ્ધિમાન્ ગણાતા પુરૂષોને પણ સ્વપ્ન નથી તો અન્યની શી વાત. ? તેથી ભારતેતર દેશના વાસીઓના વચનપર આધાર રાખી પાતિવ્રત્યમા ભ્રષ્ટતા ભરવા પ્રવૃત્તિ કરવી એ પણ એક પડતીનું જ નિશાન છે. વેદો પણ સતી મહિ-

માની શ્લાઘા કરે છે. અથર્વવેદમાં લખ્યું છે કે—**इयंनारी पति-लोकं वृणाना......धर्मं [illegible]राणमनुपालयन्ति** આ પ્રકારે અનેક વચનોથી પતિલોકની ઇચ્છા કરનાર સતીને માટે સનાતન પાતિવ્રત્ય ધર્મપાલનની જ આજ્ઞા કરવામાં આવી છે.

ગૃહિણી સતીનું જીવન, ગૃહસ્થ પુરૂષની પેઠે પતિની સાકારમૂર્તિની ઉપાસના છે. તેમ જ ત્યાગી, સંન્યાસી સાધારણતઃ નિર્ગુણ નિરાકારના ઉપાસક છે. તે જ રીતે વિધવાનું જીવન પણ પોતાના નિર્ગુણ પતિની ઉપાસનામાં જ ગુજરવાનું છે. તેથી તેના ધર્મ મહર્ષિઓએ નીચે પ્રમાણે નક્કી કર્યા છે. તે ધર્મોનું સ્વરૂપ બતાવતાં પહેલાં એક અગત્યની સૂચના કરવાની છે તે એકે ઘણાં મનુષ્યો એવાં જોવામાં આવે છે કે, હરકોઇ પુસ્તકમાંથી ગમે તે વર્ણાશ્રમના કે કોઈ વ્યક્તિના ધર્મો પ્રથમ જાણી લે છે. પછીથી તેમાના જે જે ધર્મ પાળતા હોય તે તરફ દૃષ્ટિ ન કરતાં જે ધર્મ ન પાળી શકાતો હોય તે પર ધ્યાન આપી દૂષણો જોવા લાગે છે. અત્રે વિધવાના જે ધર્મો લખ્યા છે તે પરથી તેમનાં દૂષણો ન જોતાં. ગુણ જ જોવા તેમ જ વિધવાએ પણ આમાંથી જેટલા બની શકે તેટલા ધર્મ પાળવા અને જેમ બને તેમ તે ધર્મ વધારે પાલન થાય એવાજ પ્રકારનું મનનું વલણ રાખવું. હરકોઇ ધર્મ પાળવાનો મુખ્ય હેતુ એ છે કે મનુષ્ય પરમાત્મ પરાયણ રહે. તે જેટલે અંશે સફળ થાય તેટલો ધર્મ તેણે પાળ્યો, એમ કહી જ શકાય. એ વાત પણ લક્ષમાં રાખવી.

વિધવાના ધર્મ સંન્યાસીની સાથે મળતા જ આવે છે. હારીત સંહિતામાં લખ્યું છે કે—

केशरंजनताम्बूलगन्धपुष्पादिसेवनम्
भूषणं रंगवस्त्रं च कांस्यपात्रेषु भोजनम् ॥
द्विवारभोजनं चाऽक्ष्णोरंजनं वर्ज्जयेत्सदा
स्नात्वा शुक्लाम्बरधरा जितक्रोधा जितेन्द्रिया ॥
न कल्पकुहका साध्वी तन्द्राऽऽलस्य विवर्जिता
सुनिर्मला शुभाऽऽचारा नित्यं सम्पूजयेद्धरिम् ॥
क्षितिशायी भवेद्रात्रौ शुचौ देशे कुशोत्तरे
ध्यानयोगपरा नित्यं सतां संगे व्यवस्थिता ॥
तपश्चरणसंयुक्ता यावज्जीवं समाचरेत्
तावत्तिष्ठेन्निराहारा भवेद्यदि रजस्वला ॥

અન્ય શાસ્ત્રોમાં પણ મહર્ષિઓ કહે છે કે—

द्विर्भोजनं पराऽन्नं च मैथुनाऽऽमिष भूषणम्
पर्यंकं रक्तवासश्च विधवा परिवर्ज्जयेत् ॥
नांऽगमुद्वर्त्तयेद्धासैर्ग्राम्याऽऽलापमपि त्यजेत्
देवव्रता नयेत्कालं वैधव्यं धर्ममाश्रिता ॥

पूज्यपाद वेदव्यास પણ કહે છે કે—

अनुयाति न भर्त्तारं यदि दैवात्कथंचन
तत्रापि शीलं संरक्ष्यं शीलभंगात्पतत्यधः ॥
विधवाकबरीबन्धो भर्त्तृबन्धायजायते

शिरसो वपनं कार्यं तस्माद्विधवयासदा ॥
एकाऽऽहारः सदा कार्यो न द्वितीयः कदाचन
पर्यंकशयनी नारी विधवा पातयेत्पतिम्
तस्माद्भूशयनं कार्यं पति सौख्य समीहया ॥
नैवांगोद्वर्त्तनं कार्यं न ताम्बूलस्य भक्षणम्
गन्धद्रव्यस्यसम्भोगो नैव कार्यस्तयाकचित् ॥
श्वेतवस्त्रं सदा धार्यमन्यथा रौरवं व्रजेत्
इत्येवं नियमैर्युक्ता विधवाऽपि पतिव्रता ॥

ભાવાર્થ—કેશરંજન (માથામાં તેલ નાખવું) પાન તથા ગન્ધપુષ્પાદિનું સેવન અલંકાર ( ઘરેણાં ) રંગેલાં વસ્ત્રો, કાંસાના પાત્રમાં ભોજન, બે વખત જમવું આંખોમાં અંજન કરવુ. એ સર્વ વિધવાએ ત્યાગ કરવાં. વિધવા સ્ત્રી સ્નાન કરીને હમેશાં ધોળાં વસ્ત્રો પહેરે. ક્રોધને જીતીને મનને કબજે રાખે. પાપ અને છલનો આશ્રય ન કરે. તન્દ્રા તથા આળસને આગગાં કરી નિર્મલ શુદ્ધાચારી થઈ ભગવાનની પૂજા કરે. પવિત્ર દર્ભાસન પાથરીને ભૂમિઉપર શયન કરે. સર્વદા ધ્યાનમાં પ્રીતિવાળી થઇને સત્સંગ કરે. યાવત્ જીવન તપશ્ચર્યામાં ગાળે. રજસ્વલા થાય ત્યારે વિધવા સ્ત્રી ઉપવાસ કરે અથવા દેશકાળને અનુસરી સ્વલ્પ આહાર કરે. બે વખત ભોજન, પારકાનું અન્ન ખાવું, મૈથુન, માંસ, અલંકાર, ખાટલાપર સુવું, રંગેલાં વસ્ત્ર પહેરવાં, એ વિધવા સ્ત્રી ત્યાગ કરે, વસ્ત્રથી દેહ માર્જન ન કરે, અસત્ય વાતચિતને પણ ત્યજે. એ પ્રકારે વિધવાં ધર્મનો આશ્રય

ફરી દેવવ્રત થઇ કાલ વિતાવે. પતિનું મરણ થતાં સ્ત્રીએ તેની સાથે સતી થવું એ ઉત્તમ છે. છતાં દૈવયોગે કોઇ કારણવશાત્ તેમ ન બની શકે તો વિધવા સ્ત્રી શીલ રક્ષા જરૂર કરે. કેમકે શીલભંગથી જરૂર અધોગતિ થાય છે. વિધવા સ્ત્રી જો વેણી બંધન કરે છે તો તે તેના પતિના બંધનમાં કારણભૂત થાય છે માટે વિધવાએ મુંડન કરાવવુ. જોઇએ. વિધવાએ એક જ વખત આહાર કરવો. શય્યામાં સુવું નહિ. શરીરને માર્જન કરવું, પાન ખાવા અને ગંધ દ્રવ્યનું સેવન કરવું એ વિધવાને માટે અધર્મ ગણાય છે, વિધવાએ હમેશા ધોળા વસ્ત્રો પહેરવા જોઇએ. વિધવા બીજાં વસ્ત્ર ધારણ કરે તો પાપ છે. આવા પ્રકારના નિયમો પાળીને રહેનારી વિધવા પોતાના પાતિવ્રત્યનું પાલન બરાબર કરી શકે છે.

આ પ્રકારે સંયમશીલ સ્ત્રી મરણ પામેલા પતિના આત્માની સાથે પોતાના આત્માને મેળવી અનન્ત આનંદને પ્રાપ્ત કરે છે. વિધવા સ્ત્રીના પતિનો આત્મા ગમે તે લોકમા હોય તોપણ સ્ત્રીની પ્રેમ શક્તિના પ્રભાવથી તેના મનોયંત્રમાંથી નીકળનારી બળવાન્ વૃત્તિ ત્યા જઇ પતિના હૃદય યંત્રને સ્પર્શ કરે છે. અને તેના ચિત્તમાં શાન્તિ તથા આનંદની ધારા વર્ષાવે છે અને સંસારમા દામ્પત્ય પ્રેમનો આદર્શ સ્થાપન કરે છે. !

પ્રેમ એ સુક્ષ્મ જગતની વસ્તુ છે. પતિ જીવતો હોય છે તે વખતે સ્થૂલ સૂક્ષ્મ બેઉમા પ્રેમ વહેંચાયલો રહે છે તેમજ સ્થૂલ કારણને યોગે પ્રેમમા કાંઇક તરલતા રહે છે. પતિના સ્થૂલ દેહનો નાશ થવાથી કેવલ સૂક્ષ્મ દેહ અગર આત્મા સાથે એ પવિત્ર પ્રેમનો સમ્બન્ધ

થાય છે ત્યારે તેની તરલતા નષ્ટ થઇ ગંભીરતા વૃદ્ધિ પામે છે. અને જેમ સ્થૂલ માયાની લીલાને છોડીને સમાધિસ્થ પુરૂષ પરમાત્માના પરમ સૂક્ષ્મ અતીન્દ્રિય સ્વરૂપમાં દિવાનિશિ રમણ કરે છે. તેમાં સ્થૂલ જગતનો મલીનભાવ રહેતો નથી. એજ રીતે સતી સ્ત્રી પરલોક ગત પ્રાણપતિના હૃદય સાથે સૂક્ષ્મ જગતમાં સમ્બન્ધ કરી તેનાજ ચરણ કમલમાં તન્મય અખંડ પવિત્ર આનંદનો ઉપભોગ કરે છે. જે રીતે જીવન્મુક્ત પુરૂષ શરીરત્યાગ સમયે પરમબ્રહ્મમાં લય પામી મુક્તિ લાભ મેળવે છે તેજ રીતે સતી વિધવા પણ દેહ ત્યાગ કરી પતિના સ્વરૂપમાં લય પામી પંચમલોકને પ્રાપ્ત થાય છે અનાર્ય જાતિથી આર્ય જાતિની જે વિશેષતા છે તેમાં આપણ એક અપૂર્વ વિશેષતા છે.

વિધવાના ધર્મરૂપે નિયોગને પણ કેટલાએક ગણે છે પણ જો વિચાર કરવામા આવે તો નિયોગ ધર્મ નથી પણ નિંદ્ય છે. મહર્ષિમનુ પણ કહે છે કે—

नाऽन्यस्मिन्विधवानारी नियोक्तव्या द्विजातिभिः
अन्यस्मिन्हि नियुंजाना धर्मं हन्युः सनातनम् ॥
नोद्वाहिकेषु मन्त्रेषु नियोगःकीर्त्यते क्वचित्
नविवाहविधावुक्तं विधवाऽऽवेदनं पुनः ॥
अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मोविगर्हितः
मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥
स महीमखिलां भुंजन् राजर्षिप्रवरः पुरा
वर्णानां संकरं चक्रे कामोपहत चेतनः ॥

**ततःप्रभृति यो मो ..त्प्रमीतपतिकांस्त्रियम्**
**नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः ॥**

અર્થ—દ્વિજાતિએ વિધવા અગર નિસ્સંતાન સ્ત્રીનો નિયોગ કદિ પણ કરાવવો નહિ. કારણ કે પતિ સિવાય અન્ય પુરૂષની સાથે સ્ત્રીને નિયુક્ત કરવાથી સનાતન એક પતિવ્રત ધર્મની હાનિ થાય છે. વિવાહ ક્રિયાના જેટલા મંત્ર છે એ વૈદિક મંત્રોમાં નિયોગની આજ્ઞા કોઈ સ્થળે જોવામાં આવતી નથી. અને કોઇ પણ પ્રકારથી વૈદિક મંત્રોમાં વિધવા વિવાહ પણ લખવામાં આવ્યા નથી. શાસ્ત્ર મર્મને જાણનારા નિયોગને પશુ ધર્મ સમજી તેની નિંદા કરે છે. એ નિયોગ વિધિ પાપી મહારાજા વેનના સમયમાં પ્રચલિત હતો. મહારાજા વેને સમસ્ત પૃથ્વીનું અધિપતિપણું પ્રાપ્ત કરીને તેમજ રાજર્ષિઓમાં અગ્ર ગણ્ય થઈ અંતમા પાપાસક્ત તથા કામોન્મત્ત થઈ એ પ્રકારની વિધિ દ્વારા વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિ કરાવી હતી તે સમયથી જે મનુષ્ય પુત્ર માટે વિધવા સ્ત્રીનો નિયોગ કરાવે છે તેની સાધુગણો બહુ નિંદા કરે છે.

માણસ પશુ નથી માટે પશુધર્મ તે મનુષ્યને માટે વિહિત નથી. એ સિવાય મનુષ્યમાં શ્રેષ્ટ જે આર્યજાતિ છે. તેમા પશુધર્મની આજ્ઞા આપનાર પુરૂષ પાપી ગણાય છે. વળી ચાલતા દેશ કાળમાં નિયોગ વિધિ કેવલ અસંભવ છે.

કેટલાએક એવો પ્રકાર આગળ કરે છે કે જ્યારે એક પુરૂષ અનેક સ્ત્રીઓ કરી શકે છે અને તે છતાં તે પ્રભુ પરાયણ પણ રહે છે. તો સ્ત્રી બીજો પતિ કરી પરમાત્મ પરાયણ શા માટે ન રહે? આ વિચાર પણ તુચ્છ છે તે નીચેના વિચારથી સમજાશે.

જેમ સ્ત્રીને માટે એક પતિવ્રત પ્રશંસનીય છે તેમ પુરૂષને માટે પણ એક પત્નીવ્રત શ્લાઘનીય છે, પણ સ્ત્રીની પ્રકૃતિ કરતા પુરૂષની પ્રકૃતિ વિશેષ હોવાથી જે રીતે એક પતિવ્રત હોવું એ સ્ત્રીને માટે ધર્મ અને મુક્તિનું કારણ છે. એવું પુરૂષને માટે એક પત્નીવ્રત હોવું એજ માત્ર ધર્મ નથી. બેઉ પ્રકૃતિની વિશેષતાજ એમાં કારણ છે. પ્રથમથીજ કહેવામાં આવ્યું છેકે સ્ત્રીનો વિવાહ સૃષ્ટિ વિસ્તાર કરતાં પતિમાં તન્મય થઈ સ્ત્રી યોનિથી મુક્ત થવા માટે છે. અને પુરૂષનો વિવાહ સૃષ્ટિ વિસ્તારમા સહાયતા કરતા પ્રકૃતિને જોઇસ્વરૂપમા સ્થિર થવા માટે છે. સ્ત્રીની મુક્તિ એક પતિમા તન્મય થવામાજ છે. માટે સ્ત્રીનો સૃષ્ટિવિસ્તાર, તન્મયતા મુખ્ય રાખીનેજ થવો જોઇએ. તન્મયતાને બગાડીને ન થવો જોઇએ કારણ કે તન્મયતાને બગાડી સૃષ્ટિવિસ્તાર થાય તો તે મુક્તિમા વિરોધી થશે. માટે તેવો પ્રકાર એ સ્ત્રીને માટે અધર્મ છે તેથી પણ વિધવા પોતામાજ તન્મય રહે તેજ તેનો યથાર્થ ધર્મ છે. તેમજ બીજી રીતે વિચાર કરીએ તોપણ સમજાશે કે સ્ત્રીને માટે એક પતિવ્રતજ ઉત્તમ છે. સ્ત્રીના ગોત્રાદિક સ્વતંત્ર ન હોતા પતિને આધીન છે. તેમજ તેને સંતાનોત્પત્તિ પણ પતિ સમ્બન્ધથીજ થાય છે. સ્ત્રીના સ્વતંત્ર સમ્બન્ધથી તેમ થતું નથી માટે વ્યવહારિક જગત્મા પણ સ્ત્રીના પોતાના સમ્બન્ધથી પણ સૃષ્ટિ વિસ્તાર નિરર્થક છે. પણ પુરૂષનો ધર્મ અને મુક્તિનો ઉપાય એવા પ્રકારનો નથી. માટે તેને દ્વિતીયદાર પરિગ્રહની છૂટ છે. શ્રુતિમાં **तस्मादेको बह्वीर्विन्देत । तस्मादेकस्य बह्वयो जाया भवन्ति ॥** આ વચનોથી શ્રુતિ પણ અનુમત જણાય છે. હવે બીજી વખત સ્ત્રી પરણવા માટે "સૃષ્ટિ વિસ્તાર" અને પ્રકૃતિદર્શનાત્સ્વરૂપસ્થિતિ એ બેજ કારણ છે તેનો વિચાર કરીએ.

સૃષ્ટિ વિસ્તાર અર્થાત્ સંતાનોત્પત્તિ કરીને વંશ રક્ષા કરવી એથી પિતરોના ઋણુથી મુક્ત થવાય છે. એ લૌકિક પ્રવૃત્તિ માર્ગનો ધર્મ છે. નિવૃત્તિ માર્ગનો નહિ. નિવૃત્તિ માર્ગમાં પ્રવૃત્તિની જોખમદારી કે કર્ત્તવ્ય કાંઇ રહેતું નથી. માટે સંતાન થતાં પહેલાંજ સ્ત્રીનું મૃત્યુ થાય તો અગર પ્રથમ સ્ત્રી દ્વારા સંતાનોત્પત્તિ ન થાય તો, આવી સ્થિતિમાં દ્વિતીય વિવાહ ત્યારેજ સંભવે કે પુરૂષનું ચિત્ત પ્રવૃત્તિ માર્ગીય સૃષ્ટિવિસ્તારને ઇચ્છતું હોય. અન્યથા સ્ત્રી હોય અને સંતાન ન થયું હોય પણ પુરૂષ જો નિવૃત્તિ પરાયણ થઇ જાય અગર પ્રથમ સ્ત્રીનું મૃત્યુ થતાં પુરૂષ નિવૃત્તિ સેવી થઇ જાય અને આત્મા તથા જગતની ઉન્નત્તિમાં ચિત્તને સમર્પણ કરે તો એવા પુરૂષને પુનઃ પરણવાની જરૂર નથી. એવા પુરૂષને પુત્રોત્પત્તિદ્વારા પિતૃઋણની શોધ કરવાની આવશ્કતા નથી. કારણ કે તેના આધ્યાત્મિક બળથીજ ચૌદ પુરૂષનો ઉદ્ધાર થઇ જાય છે અતઃ સૃષ્ટિ વિસ્તાર પક્ષમાં નિઃસંતાન સ્ત્રી જીવતી રહે અગર સ્ત્રી મરી જાય તો દ્વિતીય સ્ત્રી કરવાની જરૂર છે આ સ્થિતિપર ધ્યાન રાખીને મહાત્મા મનુ તથા અન્ય સ્મૃતિકારોએ દ્વિતીય સ્ત્રી કરવાની છૂટ આપી છે.

भार्यायै पूर्वमारिण्यै दत्त्वाऽग्नीनन्त्यकर्मणि
पुनर्दारक्रियां कुर्यात् पुनराधानमेव च ॥
बन्ध्याऽष्टमेऽधिवेद्याऽब्दे दशमे तु मृतप्रजा
एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥

ભાવાર્થ—ભાર્યાનું મૃત્યુ કદિ પ્રથમ થઇ જાય તો તેનો દાહ વિગેરે કરી અંત્યેષ્ટિ ક્રિયા કરી પુનઃ દાર પરિગ્રહ અને અગ્નિ પરિ-

[illegible] કરે, સ્ત્રી યદિ વન્ધ્યા હોય તો પ્રથમ ઋતુથી આઠમે વર્ષે, મૃતવત્સા હોય તો દશમે વર્ષે, અને કેવળ કન્યા જન્મ આપનારી હોય તો અગ્યારમે વર્ષે, બીજું લગ્ન કરે, પણ જો અપ્રિય બોલનાર હોય તો તુર્ત બીજો વિવાહ કરે. આ પ્રકારે દ્વિતીય દારપરિગ્રહ સાધારણતઃ સૃષ્ટિ વિસ્તારને લક્ષ્ય કરીનેજ કરેલ છે એ સિવાય વ્યસનવાળી, દુઃશ્ચારિત્રા સ્ત્રી હોય તોપણ બીજી સ્ત્રી કરવાની મહાત્મા મનુની આજ્ઞા છે.

**मद्यपाऽसाधुवृत्ताच प्रतिकूला च या भवेत्**
**व्याधिता वाऽधिवेत्तव्या हिंस्राऽर्थघ्नी च सर्वदा ॥**

અર્થ—મદિરા પીનારી, ખરાબ ચાલવાળી, અસાધ્ય રોગયુક્તા, હિંસક સ્વભાવવાળી, દાનક્ષય કરનારી, સ્ત્રી હોય તો બીજી વખત વિવાહ કરવો જોઇએ. સ્ત્રી રોગી હોય તે પર બીજો વિવાહ કરવો સાધારણતઃ મનુષ્યત્વથી વિરૂદ્ધ કાર્ય છે. પરંતુ કઠિન રોગ એવા પ્રકારનો થઇ જાય કે સંતતિ ન થાય તો પુત્રને માટે વિવાહ કરવાની આવશ્યકતા છે.

પુરૂષને માટે દ્વિતીય વિવાહનું કારણ પ્રકૃતિને જોઇને મુક્તિ મેળવવી એ છે. વિવાહનો ઉદ્દેશ્ય વર્ણન કરતી વખત પ્રથમથી જ કહેવામાં આવ્યું છે કે સ્વાભાવિકી સકલસ્ત્રીપરાયણ જે વૃત્તિ છે. તેને અટકાવીને એક જ સ્ત્રીમા એ પ્રવૃત્તિને કેન્દ્રીભુત કરી ક્રમશઃ તેનાથી અલગ થઇ મુકિત મેળવવી એ જ પુરૂષને માટે વિવાહનું લક્ષ્ય છે. પ્રવૃત્તિનો એ જ સ્વભાવ છે કે જો મુક્તિનો લક્ષ્ય રાખી ભાવ શુદ્ધિ પૂર્વક પ્રવૃત્તિ કરવામા આવે તો પ્રવૃત્તિનો નાશ

અને નિવૃત્તિનો ઉદય થાય છે. અન્યથા ભાવ શુદ્ધિ ઉપર વૃત્તિનું લક્ષ્ય ન હોય તો પ્રવૃત્તિદ્વારા ઘી નાખેલા અગ્નિની પેઠે પ્રવૃત્તિ ધીરે ધીરે વધવા લાગે છે. પણ ઘટતી નથી. એટલા માટે ગૃહસ્થાશ્રમમાં જે પ્રવૃત્તિની આજ્ઞા છે તે મલિન ભાવ યુક્ત નથી. પરંતુ શુદ્ધ ભાવ મૂલક છે. જેના અંતમા નિવૃત્તિનો ઉદય થાય છે ત્યાં પુરૂષ પ્રકૃતિનો પરિત્યાગ કરી મુક્ત થઇ જાય છે. એ મર્યાદાપર પ્રહોચવાને ભાવશુદ્ધિયુક્ત નિયમિત પ્રવૃત્તિની આવશ્યકતા રહે છે કારણ કે આવા પ્રકારની શુદ્ધ મૂલક પ્રવૃત્તિ જ થોડા દિવસમાં ગૃહસ્થને તે મર્યાદાપર પહોચાડી નિવૃત્તિ આપી શકે છે. પણ ઘટના ચક્રથી એ અવધિપર પહોચતા પહેલા ભાવ શુદ્ધિપૂર્વક પ્રવૃત્તિની ચરિતાર્થતાના કેન્દ્રરૂપ સ્ત્રીનો વિયોગ થઈ જાય તો તે દશામા પ્રવૃત્તિની અવધીપર પહોચવાના બે ઉપાય બની શકે તેમ છે. પ્રથમ પ્રવૃત્તિના વેગને સંસાર તરફથી હટાવી સકલ રસના આધાર ભૂત ભગવાન્‌માં લગાવવામાં આવે તો બની શકે. અગર બીજી વખત લગ્ન કરી ભાવશુદ્ધિ મૂલક પ્રવૃત્તિ માટે બીજી સ્ત્રીને કેન્દ્ર બનાવવામાં આવે. પ્રથમ ઉપાયને જે પુરૂષ પ્રાપ્ત કરી શકે છે તે મહાત્માના જીવનને ધન્ય છે અને આર્ય જાતિને અનુકરણીય છે. પણ પુરૂષનો અધિકાર એટલો ઉચ્ચ ન હોય તો બીજા લગ્ન કર્યા વિના પ્રકૃતિથી મુક્ત થવામા બીજો કોઇ ઉપાય નથી. જો પુરૂષ આ પ્રકાર ન કરેતો પ્રવૃતિ અંદર જ રહે છે. તે એક કેન્દ્ર વિના ગમે તેમ ઘૂમતી રહે છે. અને અનર્ગલ ભોગરૂપ પાપ પંકમાં પુરૂષને ડૂબાવે છે. માટે એ પ્રવૃત્તિને સ્ત્રીરૂપ કેન્દ્રમા બાધવી યુક્તિયુક્ત છે, પરંતુ એટલું યાદ રાખવું જોઇએ કે બીજી વખતનો વિવાહ તે પ્રવૃત્તિને વધારવા નહિ પણ ઘટાડવા માટે છે. સામાન્ય વાત

એ છે કે. નિવૃત્તિ પ્રાપ્ત કરવા માટે જ પ્રવૃત્તિ હોવી જોઇએ. નહિતો પ્રવૃત્તિમાં મસ્ત થઈ જતાં નિવૃત્તિ પ્રાપ્ત થઈ શક્તિ જ નથી માટે પુરૂષને બીજા વિવાહ યોગ્ય છે. પણ સ્ત્રીને નહિ. મહા ભારતમા વેદ વ્યાસ કહે છે કે—

**एकस्य बह्व्योविहिता महिष्यः कुरुनन्दन ।**
**नैकस्या बहवः पुंसः श्रूयन्ते पतयः कचित् ॥**

**અર્થ**—એક પુરૂષની અનેક સ્ત્રીઓ હોઇ શકે. પરંચ એક સ્ત્રીના અનેક પતિ હોઇ શકે નહિ. આ વાત પણ ઉપર કહેલ સૃષ્ટિ વિસ્તારના પક્ષપર અને મુક્તિના લક્ષ્યપૂર દૃષ્ટિ રાખીને કહેવામાં આવી છે.

ઉપરની હકીકત ઉપરથી એ સ્પષ્ટ થઈ જશે કે સ્ત્રીને બીજો પતિ અથવા નિયોગ. કોઇ પણ પ્રકારથી થઇ શકે જ નહિ. માટે વિધવા સ્ત્રીએ પોતાના ધર્મ સંભાળી, પતિમા તન્મય થવું એજ કલ્યાણનો માર્ગ છે.

સ્ત્રી પ્રકૃતિ અને પુરૂષ પ્રકૃતિ ભિન્ન ભિન્ન છે પુરૂષમા ભોગની સીમા છે તેથી ભાવશુદ્ધિપૂર્વક ભોગદ્વારા પુરૂપ પ્રવૃત્તિની સીમાપર પહોચી નિવૃત્તિદ્વારા મોક્ષ મેળવી શકે છે. પરંતુ સ્ત્રીને માટે ભોગની સીમા નથી એટલે પુરૂષની પેઠે ભાવશુદ્ધિ થઇ શકતી નથી. તેને તો હમેશા કામેચ્છા વધતી જ રહે છે. જ્યાં ભોગ શક્તિની મર્યાદા છે ત્યા ભાવશુદ્ધિદ્વારા ભોગ પ્રવૃત્તિ ઘટતા અંતમા નિવૃત્તિ આવી શકે છે. પણ જ્યા ભોગની મર્યાદા છે નહિ ત્યા ભાવશુદ્ધિની ચેષ્ટા ન કરી ભોગ શક્તિની વૃદ્ધિને આધાર આપવો એ ધર્મ અથવા વિ-

ચાર નથી.પણ ધર્મ તો એ જ છે કે, સ્ત્રીને સંયમ શક્તિ,ધૈર્યશક્તિ,અને વિદ્યા વધે એવા સંયોગો મેળવી આપવાથી જ સ્ત્રી પતિમાં તન્મય થઇ મુક્ત થઇ જાય છે વિધવાને ફરી લગ્ન કરાવવાથી એવું કદિ પણ થઇ શકતું નથી. આથી પણ એમ સ્પષ્ટ થાય છે કે પુરૂષના ધર્મ અને ઉન્નતિ તથા સ્ત્રીના ધર્મ અને ઉન્નતિ એ ઉભયમાં આકાશ પાતાલ જેટલો ભેદ છે પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે સાધન કરતાં ઉન્નત અને મુક્ત થવું એ સુખ સાધ્ય અને ધર્માનુકૂલ છે. પ્રકૃતિ વિરૂદ્ધ કાર્ય કરવાથી અવશ્ય અવનતિજ થાય છે. માટે આર્યનેતાઓએ આ સર્વ વાત ઉપર ધ્યાન રાખી સ્ત્રી અને પુરૂષના ધર્મની વ્યવસ્થા કરવી જોઇએ. અને તે પ્રમાણે ચાલનારજ ઉન્નતિને પ્રાપ્ત કરી શકે છે એમા કોઇ જાતનો સંદેહ નથી.

આ પ્રકારે પુરૂષ ધર્મ યજ્ઞ પ્રધાન અને સ્ત્રી ધર્મ તપ:પ્રધાન છે સૃષ્ટિકાર્યમા પુરૂષ ગાણ અને સ્ત્રી પ્રધાન હોવાથી નારી જાતિની વિશેષતા, સ્ત્રીની મહત્તા, નારીની અસ્વતંત્રતા, અને નારી જાતિની વિશેષ પરીક્ષા એ સર્વને ધ્યાનમા રાખીને મહર્ષિઓએ નારી ધર્મનું નિરૂપણ કરેલ છે. નારી પોતાના પતિમા તન્મય થાય તોજ મુક્તિ મેળવી શકે છે. માટે નારી જાતિની શિક્ષા, તેનો વિવાહ, ગૃહિણી ધર્મ, અને તેનો વૈધવ્ય ધર્મ સર્વ પાતિવ્રત્ય મૂલક હોવાં જોઇએ. તેજ પ્રમાણે વિધવાના ધર્મનું કેન્દ્ર પોતાના પતિનું નિર્ગુણ ધ્યાન કરતા અને કહેલા આચાર પાળતા મુક્તિ મેળવવી એજ છે. તેમાં અન્ય દુષ્ટ વિચારોને અવકાશ ન આપતા, તેમજ એવા દુષ્ટોના સંસર્ગમાં ન આવતા, ત્યાગ ધર્મનું અવલંબન કરી ઉત્તમ મનુષ્ય જન્મનું સાર્થક કરવું અને સતીત્વાદર્શનું દુનિયાને દર્શન કરાવી.

પોતે ઉન્નત માર્ગે ચાલતાં જે કષ્ટ પડે તે સહન કરી બીજાને માટે પણ એ માર્ગ સરલ કરી આપવો. એજ સર્વોત્તમ ગણાતા ભારત લલનાઓનો પરમસનાતનધર્મ છે. તે ધર્મને શરણે રહી આચરતાં यतोधर्मस्ततोयजः જ્યાં ધર્મ છે ત્યાં જરૂર જય છે. એ શ્રુતિસિદ્ધ વચન અવશ્ય ફલે છે. ૐતત્સત્.

અજ્ઞાની અગર મૂર્ખની દૃષ્ટિથી દીનગણાતી ભારતીય વિધવાઓ પોતાના શાસ્ત્રસિદ્ધાન્તની ઉચ્ચ દૃષ્ટિનું અવલમ્બનકરી અજ્ઞાનીઓની દૃષ્ટિને ઉઘાડી પોતાની, ધર્મની, મહર્ષિઓની અને ભારત વર્ષની મહત્તાને દશે-દિશામા વિસ્તારે એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. ૐ શં બ્રહ્મ,

## સ્ત્રીઓનું કર્ત્તવ્ય.*

પ્રાતઃકાળમાં સૂર્યોદય થતાં પહેલા જાગ્રત થવું દેવ અથવા કરદર્શન કરી સ્તુતિ પાઠ ભણવો.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु र्गुरु र्देवो महेश्वरः ।
गुरुरेव परंब्रह्म तस्मै श्री गुरुवे नमः ॥

સતીનામસ્મરણ.

अहल्या द्रौपदी सीता तारा मंदोदरी तथा
पंचनाम स्मरेन्नित्यं महापातकनाशनम्
उमा उषा च वैदेही रमा गंगेति पंचकम्
प्रातरेव पठेन्नित्यं महापातकनाशनम्

પ્રાતઃસ્મરણ સ્તોત્ર.

प्रातः स्मरामि भवभीतिहरं सुरेशं ।
गंगाधरं वृषभवाहनमंबिकेशं ॥
खट्वांगशूलवरदाभयहस्तमीशं ।

* આ પુસ્તક વિધવાને ઉદ્દેશીને લખેલું હોવાથી તેને કરવાનીજ બાબતજ આમા લખી છે.

संसाररोगहरमौषधमद्वितीयम् ॥ १ ॥
प्रातर्नमामि गिरिशं गिरिजार्धदेहं ।
सर्गस्थितिप्रलयकारणमादिदेवम् ॥
विश्वेश्वरं विजितविश्वमनोऽभिरामं ।
संसाररोगहरमौषधमद्वितीयम् ॥ २ ॥
प्रातर्भजामि शिवमेकमनंतमाद्यं ।
वेदान्तवेद्यमखिलं पुरुषं महान्तं ॥
नामादिभेदरहितं षड्भावशुन्यं ।
संसाररोगहरमौषधमद्वितीयम् ॥ ३ ॥
प्रातःसमूत्थाय शिवं विचिंत्य ।
श्लोकत्रयं येऽनुदिनं पठन्ति ॥
ते दुःखजालं बहुजन्मसंचितं ।
हित्वा पदं यांति तदेव शंभोः ॥ ४ ॥

क्षमा याचना.

क्षमस्व भगवन्दोषं ज्ञानाज्ञानकृतं च यत् ।
दीनबन्धो दयासिन्धो दासी दोषं क्षमस्व मे. ॥

ત્યાર બાદ ઉઠી દંત ધાવન કરી શૌચ્યાદિથી પરવારી સ્નાનની તૈયારી કરવી બહાર નદી વિગેરે હોય તો ત્યા જવું વધારે સારૂં તેમ ન બને તો ઘેર સ્નાન કરવું પ્રથમ ચોકખા પાત્રમા જળ કાઢી નીચેનો મંત્ર બોલવો.

गंगे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धो कावेरि जलेऽस्मिन्सन्निधिं कुरु ॥

પછી સ્નાન કરવાનો સંકલ્પ કરવો.

अद्याय म[illegible]मांगल्यप्रदे शुभमासे शुभपक्षे शुभतिथौ शुभवासरे सर्वकर्मसु देहशुद्ध्यर्थं प्रातःस्नानमहंकरिष्ये.

ત્યારબાદ પવિત્ર સ્થળે બેસી ત્રણ આચમન કરવા.

(१) केशवायनमः (२) नारायणायनमः (३) माधवायनमः

આંખે જળનો સ્પર્શ કરવો નીચે પ્રમાણે બોલીને.

विष्णवे नमः

ત્યાર બાદ श्री शिवाय नमः એમ બોલી ભસ્મ ધારણ કરવી.

માર્જન.

यन्मंडलं ज्ञानघनं त्वगम्यं । त्रैलोक्यपूज्यं त्रिगुणात्मरूपं ॥

समस्ततेजोमयदिव्यरूपं । पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥

આસન શુદ્ધ કરવાનો મંત્ર.

पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता ।

त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥

પ્રાણાયામ.

ॐ नमो भगवते श्री सूर्याय ।

સૂર્ય ધ્યાન.

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती ।

नारायणः सरसिजासनसंनिविष्टः ॥

केयूरवान्मकरकुंडलवान्किरीटी ।

हारीहिरण्मयवपुर्धृतशंखचक्रः ॥

નીચેનો મંત્ર એક વખત બોલી એક—એમ ત્રણ અર્ધ્ય આપવા

नमोऽस्तु सूर्याय सहस्रभानवे । नमोऽस्तु वैश्व[illegible]दसे ॥

त्वमेव चार्घ्यं प्रतिगृह्ण देव । देवाधिदेवाय नमो नमस्ते ॥

પછી ચંદનાદિવડે નીચેના મંત્રોથી સૂર્યનું પૂજન કરવું.

श्री सूर्यायनमः । लं पृथिव्यात्मकं गंधं समर्पयामि ।

श्री सूर्यायनमः । हं आकाशात्मकं पुष्पं समर्पयामि ॥

श्री सूर्यायनमः । यं वाय्वात्मकं धूपं समर्पयामि ।

श्री सूर्यायनमः । रं तेजात्मकं दीपं समर्पयामि ॥

श्री सूर्यायनमः । वं अमृतात्मकं नैवेद्यं समर्पयामि

ત્યારપછી જપ કરવા—

ॐ नमो भगवते श्री सूर्याय ।

અંતમા નમસ્કાર—

नमः सवित्रे जगदेकचक्षुषे । जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥

त्रयीमयाय त्रिगुणात्मधारिणे । विरंचिनारायणशंकरात्मने ॥

અંતમા હાથમા જળ લઇને.

अनेन श्रीसूर्योपासनकर्मणा श्रीभगवान्परमेश्वरः प्रीयतां न मम. ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

## શિખરિણી.

સદા શાન્તિદાતા ભુવનત્રય માહે સુખ ભરો.
સુધાની ધારાથી સરવજનના આમય હરો.
ક્ષમા દાન્તિ નીતિ અભય મનમા આર્જવ ધરો.
દયા દિલે ધારી સુવિભવ ભરી શ્રેયસ કરો.

## समाप्त.

# लेखकना प्रसिद्ध पुस्तको.



तत्त्वादर्श—( આત્મ પુરાણનો ટુંક સાર ) નથી.
नवा वर्षनुं बजेट—( ધર્માદિ ચાર પુરૂષાર્થનું વિવેચન ) નથી.
कैवल्य कुंची—( મોક્ષ માર્ગના ભોમીઓ ).
सुरता स्वयंवर—( ધીરા ભક્ત કૃત સુરતી વિવાહ. )
सत्यसुधा—( સપ્ત શ્લોકી ગીતાદિનું વિવેચન )
गृहस्थनी गाइड—( ગૃહસ્થનું ધર્મ તરફ વલણ. )
पत्र व्यवहार—( સનાતનીને સમાજીઓનો. )
वेदान्तसार—( મુક્તિનું સ્વરૂપ સમજાવનાર. )
वैधव्यधर्मादर्श—( વિધવાની ઉન્નતિ સાધનાર. )

ઉપરનાં પુસ્તકો શિલિકમાં હશે ત્યાં સુધી અર્ધા આનાની ટીકીટ મોકલી આપનારને રવાના કરવામાં આવશે પોતાના ધનનો સદ્ વ્યય કરનાર ધાર્મિક પુરૂષોને સૂચના કરવામાં આવે છે કે જિજ્ઞાસુઓને આપવામાં આવતાં પુસ્તકોમાંની કેટલી એક નકલો ખપી ગએલી છે તેના પર નથી એમ જણાવ્યું છે તો તે પુસ્તકો પુનઃ છપાવવાનાં છે કોઇને ઇચ્છા થાય તો તેણે વ્યવસ્થાપક જોડે પત્ર વ્યવહાર કરવો.

ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા.
ખંભાત.

સ્વામી પ્રણવાશ્રમ.
વ્યવસ્થાપક.

त्वमेव

# પ્રભુ ગુણ ગાવાનું આમંત્રણ

## ગરબી.

આવો બેની આપણ હરિ ગુણ ગાઇએ,
ઉરમાં આજે પૂરણ આણી પ્રેમજો;
તન, મન, ધન, થકી શ્રી સદ્ગુરુને સેવતાં,
લોક લજ્જાના લાવો નહિ મન વ્હેમજો. આવો.

જગપતિ આગળ જગનું બળ જરીએ નથી,
સિંહની આગળ સમજી લેવું શ્વાનજો;
હરકત વિણ બરકત આવે ના ભક્તિમાં,
શાણ સંગે મણિ માણક પાણી પિછાણજો. આવો. ૨

મરવાનું ક્યાં ? ક્યારે ? કઈ રીતે થશે ?
મળ્યો ન મળવાનો તેનો કંઇ તારજો;
હું તું મારૂં તારૂં એ નીચ સ્વાર્થને,
અંધારે ખરૂં જીવન થાય ખુવારજો. આવો.

સંકટમાં ટકનારો સાચો ધર્મ છે,
મિત્ર અને સન્નારી પણ પરખાય જો;
ધીરજ ધરીએ ને પરહરીએ પાપને,
પ્રણવ મુકુન્દ શું ? તે ત્યારે સમજાય જો. આવો.